ખાસ ભાવીક ભકતોને માટે.

# શ્રી કૃષ્ણ કિર્તન માળા.



મુલ્ય આઠ આના

L. A. P. W. Bombay.

॥ જય શ્રીકૃષ્ણ ॥

# શ્રી કૃષ્ણ કીર્તનમાળા.

## ( સચીત્ર )

### ભાગ ૧ થી ૫.



રચનાર તથા સંસોધન કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**રામદાસ હરીભાઇ.**

શાહાપુર ગોઝારીયાની પોળ—અમદાવાદ.

---

સંવત ૧૯૭૫ ] **જન્માઅસ્ટમી** [ સન ૧૯૧૯

આવૃતી ૧ લી ] સર્વ હક સ્વાધીન [ પ્રત ૫૦૦

---

મુલ્ય રૂા. ૦-૮-૦.

# સ્નેહાંજલિ.

રા. રા. હિમતલાલ મથુરદાસભાઈ
સબ ઑવરશીયર–કલોલ

卐 જેઓએ અમારા સર્વે કાર્યોમાં પ્રસંગોપાત હાજર રહી 卐
卐 અમોને જે મદદ આપી છે તથા કૃષ્ણ–રામ–શ્યામ 卐
卐 મંડળની પોતાના ખરા અંતઃકરણથી જે સેવા 卐
卐 ઉઠાવી છે તેથી અમારા આનંદમાં ઘણીજ વૃદ્ધિ 卐
卐 થઇ છે. વળી અમો આશા રાખીયે છીયે કે 卐
卐 તેઓ શ્રી તેજ અંતઃકરણપુર્વક અમારા 卐
卐 સર્વે કાર્યોમાં તન મનથી બનતી 卐
卐 મદદ કરશે એવી અમો આશા 卐
卐卐 રાખીયે છીએ એજ. 卐卐

卐 卐

卐卐卐 હું છું. 卐卐卐

શ્રી કૃષ્ણ–રામ–શ્યામ મંડળ નો સેવક
રામદાસ હરીભાઈ

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ વકીલ તથા
માણેકલાલ માધવલાલે છાપી. ઢીકવા ચોકી–અમદાવાદ.

# પ્રસ્તાવના.

આત્માના સત્ય સુખના વેદ પુરાણે અનેક ઉપાયો દેખાડેલા છે. પરન્તુ દરેક ઉપાય દેખાડતી વખત જીવોની શકિતનો તેમજ સમયનો પાકો વિચાર કરેલો છે. અને તેથીજ એકજ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિના ભિન્ન ભિન્ન ઉપાય દર્શાવ્યા છે. તે મુજબ કલિયુગ અનેક અનેક અડચણોથી ભરેલો છે તો તે સર્વનો વિચાર કરી શાસ્ત્રે સ્વલ્પ શ્રમનું શ્રેષ્ટ ફળ નક્કી કર્યું છે. અને તેથીજ ડાહ્યા શાસ્ત્રકારો કહે છે કે જે ફળ અનેક કાર્ય કષ્ટિથી પણ અસાધ્ય હતું તે માત્ર સ્મરણ કીર્તનથી સાધ્ય છે તે આપણા જેવા સહુ કલિયુગોના જીવોના ભાગ્યની વાત છે વળી ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ પણ કહ્યું છે કેઃ—કળિયુગ સમાનયુગ નહિ, જો નરકર વિશ્વાસ,

પ્રેમ કરીજો રામ ભજે, ભવતરે બીના પ્રયાસ.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોમાં ઉત્તમ જે મોક્ષ તે મેળવવાનું આ કલિમાં ઉત્તમ સાધન માત્ર ભકિત છે. તેથી આ કાળમાં ભકિત એજ આ દુસ્તર દુનીયા સાગર તરવાની ઉત્તમ નૌકા છે એમ સિદ્ધ થાય છે કારણ. દો૦—ભકિત રૂપીએ નાવહે; દરીયા રૂપ સંસાર, પ્રેમ કરીને રામ ભજે, તરે આ સંસાર અસાર.

શ્રી હરીને પણ સર્વકાળમાં એજ માર્ગ પ્રિયતમ છે. કેમકે દેવર્ષિ નારદને એક સમયે કહ્યું છે કે **नाहंवसामिवैकुण्ठे योगिनां-हृदयेनच । मद्भक्तायत्रगायन्ति तत्रतिष्ठामिनारद ॥** કેવી સાદાઇ! ભકત ગાય છે ત્યાં હું રહુંછું એટલુંજ નહિ પણ તલ્લીન થઈ જઈ ઉભો રહુંછું. દુર્વાસાને પણ કહ્યું છે કે **अहंभक्तपाराधीनो ह्यस्वतंत्र-इवद्विज ॥** ભકતોનો પરાધીન છું બલ્કે વેચાણ જેવો છું.

શ્રી શંકર પ્રભુએ પણ પાર્વતીજીને કહ્યું છે કેઃ—રામ રામેતી રામેતી, રમે રામો રમો રમે,સહસ્ત્ર નામ તતુલ્યં, શ્રીરામનામે વારાનને.

આટલું નામ સ્મરણનું મહાત્મ્ય છે. તાત્પર્ય એજ નક્કી થાય છે કે સર્વ જગતના અધિષ્ટાતા સર્વોત્તમ દેવ શ્રી કમલા પતિનુંજ ભજન કીર્તન કરવું જોઇએ, તો જેઓ મુમુક્ષ છે એટલે આ ભવ બંધનથી મુકત થવાની ઇચ્છાવાળા જીવો છે તેમણે તો અન્ય ઉપાસના તથા ઉપાયો છોડી હાથ જોડી અવ્યભિચારી ભકિતથી શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને શ્રી ગીતાજીનો બોધ કરી છેવટ ટુંકામાં કહ્યું છે કે **मामेकंशरणंव्रज ॥** તદનુસાર તે કમળા પતિનાજ ચરણ કમળના મિષ્ટ પરાગે ભ્રમર બની લુબ્ધ થવું ઊચીત છે.

શાસ્ત્ર સાંભળી વાંચી તથા સત્સંગ કરી જે તાત્પર્ય કાઢવાનું છે તે માત્ર શ્રીવરની સેવાજ છે. માટે સાચા વૈષ્ણવોએ સતત પ્રયત્ન કરવો ઉચીત છે.

આ બધુ પુસ્તકમાં શ્રીકૃષ્ણચંદ્રની ભકિત કરવા માટે કેટલાંક પદો બનાવી હરીજનોની સેવામાં મુકેલાં છે તો તેમાં મારી અલ્પ બુદ્ધી પ્રમાણે જેવી વાણી લખાઇ હોય તે સુધારી વાંચવા મારી વિનંતી છે. કાંઇ ભુલચુક અગર રચનામાં દોષ હોય તો તે માટે આ દાસ માફી માગે છે. કારણકે પ્રસંગોપાત જે વખતે જેવા રંગમાં પ્રભુ ઉપર ચીત્ત હોય છે તેવાજ રંગમાં કિર્તનો કરેલાં છે. ને ગાયેલાં છે. મારી ગાડીમાં સૌને બેસારવા મારો આગ્રહ નથી. જેને ફાવશે અને ભાવશે તેજ તેમ કરશે મેં તો યથાશકિત પ્રમાણે સર્વ હરીજનોની સેવા બજાવી છે. તેમાંથી રૂચી પ્રમાણે ગ્રહણ કરી મારા આગ્રહ માટે મને ક્ષમા આપશે તેવી સર્વને પ્રાર્થના છે.

આજ કાલ નવા નવા ધર્મનાં પ્રચાર થતાં શ્રી વેદ ધર્મપર યુવાનોની અરૂચી થતી જણાઇ છે. પણતેથી અમોને તો ઉલ્ટો બેવ-

ડોજ લાભ થયો છે. કારણકે પ્રભુની પ્રેરણાથી હાલ કારોલીમાં રામ મંડલ તથા રતનપુરમાં શ્યામ મંડળ સ્થપાયાં છે અને અત્યંત હર્ષથી પ્રભુ સ્મરણ તથા ઓચ્છવ કિર્તન થાય છે તથા ગૌશ્વામી શ્રી તુલસીદાસજી રચીત રામાયણ વંચાય છે. અને વસંત ઓચ્છવો ખેલાય છે અને રામનામની ધ્વજા બધે ફરકી રહી છે. અને વળી અનેક બીજી જગ્યાઓએ ફરકશે એવી અમારી આશા છે.

ધર્મને કંઇપણ ઈજા આવવાની નથી. તુલસીદાસ કહે છે કે. **तुलसीदेखरामके लागेलाखकरोर, कागअभागीहगनरे, महीमाभयोनथोर.** તે મુજબ રામનામની ઉત્તમતા અંશ માત્ર પણ કમી થવાની નથી તો સર્વ સરલ હૃદયના સજ્જનોને એટલી વિનંતી છે કે જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ત્યારે નકામો કામ ન કાઢતાં શ્રી સીતા કાન્તના સ્મરણમાં મશગુલ થવું અને ઊત્તરોત્તર ભકિત વધારી દુનીઆમાં હાલનાં પ્રધાન કૃત્યોને ગૌણ બનાવી ભકિતનેજ શ્રેષ્ઠ પદ આપવું.

ભકિત કરવામાં સહાયભુત થવા માટે સુજ્ઞ વૈષ્નવજનોના હાથમાં હું શ્રીકૃષ્ણ કિર્તનમાળા અર્પુંછું તેમાં પ્રથમ અમારા સદ્ગુરૂ શ્રી સખી મણીરામજીનાં રચેલાં કિર્તનો છે તથા બીજાં આ દાસનાં રચેલાં કિર્તનો છે અને છેવટે વસંત ઓત્સવનાં તથા બીજા ભકતોનાં રચેલાં છે. તેમ કરીને કિર્તન રૂપ મણકાવાળી માળા કરેલ છે તો તમોને જે ફાવતા આવે તે મણકાઓ પસંદ કરી જુદી જુદી માળાઓ ગુંથી ફેરવવાની અને ફેરવી કંઠે પેરી રાખવાની તસ્દી લેઇ અમારા શ્રીમને સફળ કરશો એમ આશા છે.

કર્તા.

# અનુક્રમણિકા.

॥ श्रीरामानुजस्वामिनेनमः ॥

# શ્રીકૃષ્ણ કીર્તન માળા.

અર્થ ન ધર્મ ન કામ રૂચી, ગતિ ન ચહું નીર્વાણ;
જન્મ જન્મ રતી રામ પદ, એ વરદાન દયાલ. સીયા૦
મેં અપરાધી હીન મતિ, પડયો મોહને પાશ;
મમ કૃત દોષ ન માનીએ, હે પ્રભુ દીન દયાલ. સીયા૦

## ભાગ ૧ લો.



### કીર્તન ૧ લું.

આંબો અખીલ ભોવન થકી ઉતર્યો,
તેનો વૃજરે ભોવનમાં છે વાસ.
અનાદી આંબો બહું ફળ્યો રે,
આંબો ધ્રુવ ને પ્રહેલાદે અનુભવ્યો;
તેને વેડ નારી વ્રજનાર, આનાદી.
આંબો જસોદાજીએ સેંચીઓ,
તેના નંદ ગોપ રખવાર. આનાદી.

મહા મુનીએ નીગમ બીજ રોપીયું,
વેદવ્યાસ તણા મુખમાંય. અનાદી.
તેના ચતુર શ્લોકી ચાર પત્ર થયા,
દ્વાદશ સ્કંધ તે ડાળાં બાર. અનાદી.
ત્રણુસેં ત્રીસ અધ્યાય તેનાં જુમખાં,
શ્લોક પત્ર અઢાર હજાર. અનાદી.
શ્રીમદ ભાગવદ રૂપી ફળ થયું,
શ્રુતી સમૃતી સઘળા છે પત્ર. અનાદી.
વેદ પુરાણ તેની શાખા થઈ,
તેની છાયા થઈ છે સર્વત્ર. અનાદી.
શુક પક્ષી લઈ ઉડી ગયાં,
જઈ બેઠા ગંગા તટ જ્યાંહ. અનાદી.
તેને ચાખતામાં રસ પ્રસરીયો,
પડયો પરીક્ષતના મુખમાંય. અનાદી.
એવા કલ્પતરૂ શ્રીકૃષ્ણજી,
પુરણ પુરૂષોત્તમ ભગવાન. અનાદી.
આંબો ગાય શીખે ને સાંભળે,
તેનો થાજો વૈકુંઠમાં વાસ. અનાદી.

## કીર્તન ૨ જું.

રાય રણછોડ રાય રાજાધીરાજા ગોકુળ કે ગીરધારીરે.
ગોકુળ કે ગીરધારીરે. રાય

શોભે પીતાંબર જરકશી જામા,
મોર મુગટ પર વારીરે રાય
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે,
મુખે મોરલીઆં ધારીરે રાય
ઉર મણી હાર પદકકી શોભા,
ગુંજાની માળા ઉર ધારીરે રાય
નીજ નીજ મતી મુની હરીગુણ ગાવે,
અકળ કળા તવ ન્યારીરે રાય
સખી મણી કે સ્વામી શામળીઆ,
ચરણ કમલ બલહારીરે રાય

## કીર્તન ૩ જું.

નંદ કે લાલ શ્રીકૃષ્ણ મોરારી;
ગોકુળ કે રેનેવાલે.
ગોકુળ કે રેનેવાલે મથુરાંમેં જાને વાલે નંદકે
તેરી ગોઆં ચરન કું આઇ.
સારે સખાને ધુન મચાઇ. નંદકે
તેને એસીસી બશી બજાઇ,
સારે રૂષીયનકો ધ્યાન છોડાઇ. નંદકે
ભક્ત કારણ દુષ્ટ કો મારે,
દ્રોપદી કે ચીર પુરણ વાલે. નંદકે

સખી માણી કે સ્વામી કનૈયો,
કાલી કાંમળ કેરે ઓઢેયો. નંદકે

## કીર્તન ૪ થું.

ખમાપતીત પાવન કાળી રણછોડરાય મહારાજા
વ્રજ તાર્યું ગોવર્ધન તાળી રણછોડ
પીળે પટકે તે કમર બાંધી રણછોડ
મસ્તકે મુગટ રાખી રણછોડ
અધરપે મોરલી પ્રકાસી રણછોડ
થયા પીતુ કે આજ્ઞાકારી રણછોડ
કાળી કાંબળી લુટીયાં ધારી રણછોડ
વ્રજ તાર્યું ગોવરધન તોળી રણછોડ
લીધાં આહીરનાં બાળને ઉગારી રણછોડ
તારી ખુબીની શોભા સારી રણછોડ
તમે મુખપર મોરલી ધારી રણછોડ
તેની શોભા પર બલહારી રણછોડ
સખી માણીને છો હિતકારી રણછોડ
જાઉ તમપર હું બલહારી રણછોડ

## કીર્તન ૫ મું.

બલીહારી અવધકે વાસી છબીલા છોગાળા
વાલા વંદ્રાવનના વાસી ,,

ઘટઘટમાં દેખુ અવીનાસી ,,
ગોકુળ ગામમાં ગાયો ચારી ,,
ત્યાં મારી છે સગી માસી ,,
મથુરાના થયા મેવાસી ,,
ત્યાં કુબજા કીધી દાસી ,,
રણમાંથી નાઠા ગુણ રાસી ,,
ગયા મથુરાંથી દ્વારકા નાસી ,,
અદ્ધરપે મોરલી પ્રકાસી ,,
ધેંગા જાંણીને થઉં છું દાસી ,,
સ્વામી મણીના જસો કયાં નાસી ,,

## કીર્તન ૬ ઠું.

મધુરીસી મોરલી બજાવે નંદાનો લાલો મધુરીસી
હાથે લકુટીયાં ખાંધે કાંમલીયાં
જુમનાપે ધેનું ચરાવે.......નંદાનો લાલો
યોગી જન કે ધ્યાન ન આંવે
ગૌ ગોવાલા સંગ ચારે......નંદાનો લાલો
કંસ વીદારણ અધમ ઓધારણ
ઘર ઘર માંખણ ખાવે......નંદાનો લાલો
મણીનો સ્વામી અરૂ જસોદાનો લાલો
ચૌદ ભુવન જસ ગાવે.......નંદાનો લાલો

# કીર્તન ૭ મું.

ઘેરી ઘેરી વાલો વગાડે વાંસરી
હાંરે સુણી હૈડે હરખ ન માયરે. ઘેરી
જુમનાને આરે વાલો ધેનું ચરાવે
હાંરે કેવો મુકયો છે કેડ હાથરે. ઘેરી
ઝીણેશ્વરે વાલો બેનું બજાવે
હાંરે કેવો ઘુઘરીનો ઝણકારરે. ઘેરી
પેર્યાં પીત્તાંબર જળકસી જામા
હાંરે કેવા કંઠે છે ફુલના હારરે. ઘેરી
મોર મુગટને ફુલના ગજરા
હાંરે કેવા નેપુર ઝરકે પાયરે. ઘેરી
માંખણ મીસરી ચોરી ચોરી ખાવે
હાંરે એતો નથી લે તો દુધકે છાછરે. ઘેરી
હું ન બોલાવું વાલો મુજને બોલાવે
હાંરે એતો છાના આવે મુજ દ્વારરે, ઘેરી
વંદ્રાવનમાં પ્રભુ રાસ રચ્યો છે
હાંરે કેવી ફુદડી ફરે છે વ્રજનારરે. ઘેરી
સખી મળી પ્રભુ રાસમાં રમે છે
હાંરે કેવા કુદે છે મંડળીનાં બાળ. ઘેરી

## કીર્તન ૮ મું.

અલોલોલો હાલવાલરે, રામલતા પાલણીયામાં પોઢયા,
ઘુમડી ઘાલવાલરે રામલલા પાલણીયામાં પોઢયાં.
રામ રામ હીરની દોરી સારી, રામ રામ મનહર મુરતી તમારી,
રામ રામ વારી જાઉં વારી વારીરે. ઘુમડી.
રામ રામ ગીતે ઘુમલડી ઘાલું, રામ રામ સોનાની ઘાવણી આલું,
રામ રામ સોગટાં બાજી ઢળાવુંરે. ઘુમડી.
રામ રામ ખલકને ગરથુથી પાયાં, રામ રામ ખલકને ઝુલણે ઝુલેયાં.
રામ રામ ગરથુથી ગળે ઘટ ઘટીયાંરે. ઘુમડી.
રામ રામ રૂષીયાનાં કારજ કરવા, રામ રામ અસુરોનું કુલજ હળવા,
રામ રામ પૃથ્વીની દાદ ઉર ધરવારે. ઘુમડી.
રામ રામ દશરથ વધુ ઉર વસીયા, રામ રામ વંઝયાનાં મેણુલાં ટળીયાં,
રામ રામ દુંદભી ગડગડીયાંરે. ઘુમડી.
રામ રામ ધ્રુવની વારે ચડીયા, રામ રામ પ્રેલાદના સ્થંભે ભળીયા,
રામ રામ કસ્યપતનું રગદોરીયારે. ઘુમડી.
રામ રામ સખી મણી ચમ્મર ઢાળે, રામ રામ માધવ આરતી ઉતારે,
રામ રામ બાળક ટોળે મળી બોલેરે. ઘુમડી.

## કીર્તન ૯ મું.

કાંન કાળારે મારા ચીતડાના ચોર,

છેયા નંદનારે મારી કાળજાની કોર.
ખભે ઓઢયો કાંમરોને તેનો કાળો રંગ,
ઓ જાય ઓ જાય વંદ્રાવન ચંદ. કાંન
પીળાં પીતાંબર લકુટીયાં લાલ,
ગૌવાં ચરાવાને ચાલ્યા નંદલાલ. કાંન
વંદ્રાવન ચરાવી મથુરામે જાય,
ધુપ પડે ભુખ લાગે કેસે ખમાય. કાંન
બજાવે બંસરી ધીમે ધીમે નાદ,
સખી મણી કે સ્વામી નંદલાલ. કાંન

## કીર્તન ૧૦ મું.

મારા વાલા આવોને રણછોડ રંગ ભીના,
" કામળ લકુટીયાં ધારી. મારા
" કસબી પાઘ સીરલેકે છે,
" લાલ મણીનો સીરપેચ. મારા
" ટીલાં કેસરનાં સોભે છે,
" કુંન્ડલ ઝળકે કાન. મારા
" પીળાં પીતાંમ્બર સોભે છે,
" ગુંજાની માળ ઉર ધારી. મારા
" બાએ બાજુ બંધ બેરખાં,
" સોભે છે તુલસીના હાર. મારા

,, કેડે કંદોરા સોભે છે,
,, પાયે ઝાંઝર ઝણુકાર. મારા
,, ભાવના ભુખ્યા પ્રીતમ છો,
,, કેળાંનાં છોતરાં ખાધા. મારા
,, ભાજી વીદુરની ખાધી છે,
,, છપન્નભોગ મેલ્યા ટાળી. મારા
,, ખીચડો કરમા બાઇનો,
,, લચકે લચકે ખાધો. મારા
,, રૂષીયોનાં માન ઉતાર્યા છે,
,, સવરીનાં ખાધાં બોર. મારા
,, સખી મણીનાં સ્વામી છો,
,, લળી લળી લાગુ પાય. મારા

## કીર્તન ૧૧ મું.

લાગ્યો થારોનેડામોકું સામળીયા ગીરધારીરે
સામળીયા ગીરધારીરે ભરવાડા પર વારીરે
પેર્યાં પીતાંબર કછનીકા છે
ધારી ધારી ધારી મોર મુગટ કે ધારીરે. લાગ્યો
હાથે લકુટીયાં કાંધે કામલીયાં
ચારી ચારી ચારી વંદ્રાવન ગો ચારીરે. લાગ્યો
કંસવીધારણ અધમ ઓધારણ
ધારી ધારી ધારી ગોવરધન ધારીરે. લાગ્યો

વ્રજકે વસૈયા કુંવર કનૈયા
ન્યારી ન્યારી ન્યારી તારી કળા કછુ નારીરે. લાગ્યો
સખી મણી કે સ્વામી સામળીયા
વારી વારી વારી થારી બંસી પરવારીરે. લાગ્યો

## કીર્તન ૧૨ મું.

કૃષ્ન મેરે પ્યારે ગોકુલમાં રેને વાલે
ઘટ ઘટ વાસી સકલ ગુણ રાસી ગીરી ગોવર્ધનવાલે
કંસ વીદારણ અધમ ઓધારણ
વસુદેવજીકે દુલારે. કૃષ્ન
પીળાં પીતાંમ્બર કછનીકાછે મોર મુગટ સીર ધારે
કુંજ ગલીમાં રાસ રચ્યોહે
વ્રજ વાસીયો કે રખવાલે. કૃષ્ન
યોગી જનકે ધ્યાન ન આવે કાલી કમલીયાં ધારે
બનસી લે જમુનાપે ઠારે,
આહીરો કે સંગ નીવારે. કૃષ્ન
નટવર નાગર ગુણકે સાગર માંખણ ચુરાને વાલે
બલ રામકે છોટે ભૈયા
સખી મણી કે રતનારે. કૃષ્ન

## કીર્તન ૧૩ મું.

હો શામ ગગરીઆં મોરી ભરદે,
ભરદે ભરદે ભરદે હો શામ. ૧

ઉતહી મરના ઉતહી જનમના,
બીચમે અવીધ્યાકા ડરહે. ૨
આશા મગરી ત્રષ્ણા મગરી,
મનવા મગર વાકે ડરહે. ૩
ગગરીઆં ભરદે શીરપર ધર દે,
જાનેકા મારગ ઝટ કરદે. ૪
સખી મણી કે સ્વામી રઘુવર,
સ્નેહીકું સરણમાં રખલે. ૫

## કીર્તન ૧૪ મું.

નાકીનો હરી હરકો સુમરણ
નાકીનો રઘુવરકો સુમરણ
નાકીનો રણછોડજીકો સુમરણ
સબદીન એસે ભયેરે. નાકીનો
બાલાપણ રમતમેં ખોયો
તરૂણમાં કામ ભયોરે (૨)
બુઢો ભયો કફ બાહુને ઘેર્યો
એ દુઃખ નીત્યે સયોરે. નાકીનો
મુડ મુડાકે ભયે રે સંન્યાસી
જોગીરાજ ભયે (૨)
પરમારથ કછુ ન સમજી
અધબીચ લટક રહેરે. નાકીનો

પોથાં પોથાંસે નહી નીસ્તારા
શ્રી ભાગવતે કથ્થોરે (૨)
સ્કંધ દસમ ઓર દુજે અધ્યાએ
શ્લોક બત્રીસો કયોરે નાકીનો
રામ ભજનસે હોત ભવપારા
શ્રી ભાગવતે કથ્થોરે (૨)
સ્કંધ દસમ ઓર દુજે અધ્યાએ
શ્લોક તેત્રીસો કયોરે. નાકીનો
સખી મણી કી એડી અરજ હે
દુજી આશાઓ છોડી દીજેરે (૨)
તન મન ધન ઓર કીકીકે પ્યારે
રામ રામ મુખે કહોરે. નાકીનો

## કીર્તન ૧૫ મું.

હાંરે કેમ નાખીદેવાય ઉપાડેલ ગાંઠડી વેઠની
વેઠની વેઠની વેઠની રે. કેમ નાંખી દેવાય.
નબળાની હોય તો નાખી દઇયેરે,
આતો છે વહેવારીઆ શેઠનીરે. કેમ નાખી દેવાય.
અણુતોલી ગાંઠડીને અડવાણા ચાલવું
હાંરે કાંઈ નજરો રાખવી હેઠનીરે. કેમ નાખી દેવાય.
જીણી જીણી કાંઈ રેતીરે તપશે,
લુવાયે માસ જેઠનીરે. કેમ નાખી દેવાય.
કુટુંબ કબીલાની કુડી છે માયા,

હાંરે તુંતો મુકી દે માથા કુટનીરે. કેમ નાખી દેવાય.
સખી **મણીનો** સ્વામી મળે તો
હાંરે કાંઇ દાજયો હોલાય મારા પેટનીરે. કેમ નાખી દેવાય.

## કીર્તન ૧૬ મું.

શ્રી રામ નામ પરવારી. (૨)
ઓરનકું તો ઓર ભરૂસા, મ્હોંકું તો આશ તિહારી. શ્રી.
જટા મુગટ સીર છત્ર બીરાજે, લક્ષ્મણ અરૂ સીતારી. શ્રી.
એકીસરસે તાડીકા મારી, ગૌતમ નારી ઉગારી. શ્રી.
પક્ષી જટાયુ મોક્ષ પઠાયો, ઔરન સવરી તારી. શ્રી.
સુગ્રીવકુ તો અભય કીયાહે, વાલી વાનર મારી. શ્રી.
સ્વેતબીંદુરામેશ્વર સ્થાપે, પાજબંધી હે સારી. શ્રી.
વીભીષણકુ રાજ દીયા હે, દસ શીષ પલમેં સંહારી. શ્રી.
સખી **મણી** પ્રભુ તુમ્હારે સીલનકુ, ચરણ કમલ બલીહારી. શ્રી.

---

## નીસો કેવો કરવો.

આ દુનીઆમાં માણસ માત્રને **નીસો** કરવાની જરૂર છે. **નીસા**-વીના મનને પરમાનંદ રહેતો નથી પણ **નીસો** કેવો કરવો કે જે-નાથી જીવાત્માને પરમપરા સુખ રહે પણ એવો **નીસો** નહી કરવો જોઇએ કે પંચમહાભુતના શરીરની ખરાબી, લોક અપવાદમાં હલકઇ થાય તેવો **નીસો** કરવાની જરૂર નથી **નીસો** કોણે કરી જાણ્યો વાલા વૈશ્નવો જ્ઞાન ને વૈરાગ્યની ઝીણી નજરથી તપાસો તો ખરા

કે વીદુર પત્નીએ એવો **નીસો** કર્યો કે કૃષ્ણ પરમાત્મા તેમને ઘેર આવ્યા ત્યારે કેળાંના ગલ સાટે છોતરાં જમવા આપ્યાં ને ગલ ફેંકી દીધો. હે હરીજનો **નીસો** આવો કરવો અને તે **નીસો** મળવાનું ઠેકાણું **સતસંગમાંજ સમાએલુ** છે.

સંસારીક **નીસો** કરવાથી લોક અપવાદ, શરીરની ખુવારી દ્રવ્યની હાની, ધરમની હાની નીચેના પદમાં સમાયલા છે તો તેનો સાર લઈ યોગ રસ્તો ઝાલવા કૃપા કરશો.

---

## કીર્તન ૧૭ મું.

**ગાંજા મત પીઓ કલેજા જલ જાયગા,**
**કલેજા જલ જાયગા કલેજા જલ જાયગા. ગાંજા.**
**ગાંજા કહે મેં રંગી ભંગી મેરા નીશા ખુબ હોયગા,**
**દમ મારે જબ ગમ પડેગા ડફલ હો જાયગા, ગાંજા.**
**અફીણ કહે મેં સુરા પુરા મેરા નીસા ખુબ હોયગા,**
**જુવાનીમેં ઝટપટ ચાલે બુઢપણમેં પસ્તાયગા. ગાંજા.**
**શરાબ કહે મેં પુરા બેગમ મેરા નીસા ખુબ હોયગા,**
**સડકોંપે લડથડીયા મારે, ખડેમેં ગીર જાયગા. ગાંજા.**
**રામ ભજનકા એસા નીશા સુખ શાંન્તી તું પાયગા,**
**સખી મણી કે સ્વામીકુ ભજતા જન્મ મરણ મીટ જાયગા. ગાંજા.**

# શ્રીકૃષ્ણ કીર્તન માળા



## ભાગ-૨-જો.

### ॥ શ્રી રણછોડરાયની જય ॥

### સાખીઓ

શ્રી ગુરૂ ચરણ સરોજ રજ, નીજ મન મકર સુધાર;
વરણું રઘુવીર વીમલ યશ, જો દાયક ફલ ચાર. સીયાવર.
**તુલશીકૃત રામાયણ,** ને રામકથા અનુસાર;
પ્રેમે ગાદી પાથરી, આવો **પવન કુમાર.** સીયાવર.
આવો હનુમંત બીરાજીએ, કથા સુણાઉં ઈતીહાસ;
તુમ સેવક રઘુવીર કે, મેં તુમ **ચરણકો દાસ.** સીયાવર.
સ્મરૂં માતા **સરસ્વતી,** વાણી અવીચળ આપ;
ગાઉં ગુણ ગોવીંદના, ટાળો ભવોભવ તાપ. સીયાવર.
ગુરૂ **ગોવીંદ** દોનું ખડે, કીસીકું લાગુ પાય;
બલીહારી **મણીરામની, સતસંગ દીયો બતાય.** સીયાવર.
**કૃશ્ન મંડળ કૃશ્ન** નામનું, ગામ **વરસડની** માંય;
પ્રેમ કરી અહીં હરીજનો, કૃશ્ન તણા ગુણ ગાય. સીયાવર.
**રામ મંડળ** રામ નામનું, ગામ **કારોલી** માંય;
પ્રેમે કરી ત્યાં હરીજનો, રામ તણા ગુણ ગાય. સીયાવર.
**સ્યામ મંડળ** ઘનસ્યામનું, ગામ **રતનપર** માંય;
ત્યાંના **સર્વે** હરિજનો, સ્યામ તણા ગુણ ગાય. સીયાવર.

## ભજન ૧૮ મું.

સતસંગ કરજયોરે મણીરામનો
જેને મહીમા બતાવ્યો રામ નામનો ૧
જન્મતિથી તેમની કહું રે લોલ
સા કે ઓગણીસે બત્રીસજો ૨
માસ વૈશાખ સુદ પક્ષમાંરે લોલ
અક્ષયતત્રીયાને ત્રાજજો ૩
જ્ઞાતે કૈડવા પાટીદાર છેરે લોલ
જેથી સર્વ જાતીને સુખજો ૪
સેવક ભાવે સેવતારે લોલ
પોતે શ્રી ચર્તુ ભુજજો ૫
પીતા પોતાના શ્રી નાથજીરે લોલ
માતા ઉઝમની ઝળકાવી કુખજો ૬
રામ ઉપાસક ઈષ્ટ છેરે લોલ
ગુરૂ સ્વામી રામાનુજજો ૭
સંત શ્રી સરજયુદાસજીરે લોલ
કાંઈ લીધો ત્યાંથી ઉપદેશ જો ૮
તીવ્ર વેરાગ ત્યાંથી થયોરે લોલ
સીધી દરીઆપુર દેશ જો ૯
માંડડયું સદાવ્રત નાંમનુંરે લોલ
કાંઈ સાંજ સવારે બેવાર જો ૧૦

# અર્પણ પત્રિકા.

પરમપુજ્ય સદ્‌ગુરૂ શ્રી મણીરામજી.

યુવાવસ્થામાં આપના ચરણોમાં રાખી આપના હૃદયમાં ઉભરાઇ જતા રામરસ રૂપી રામ કથાનુ પાન કરાવી તથા કર્ણપુટમાં પણ કીર્તન રસ રેડી મારા યુવાવસ્થાના મદોનમસ્ત મનને કાબુમાં રખાવી હૃદયને શ્રી રામજીની સેવામાં સસ્કારી કરી અદ્યાપીપર્યન્ત તોવેજ ભાવ રાખી આભારી કર્યો છે તે મહાન ઉપકારના યત્કિંચિત બદલા તરીકે આપના વાવેલા ભક્તિ વૃક્ષ રૂપી બગીચા ( કૃષ્ણ–રામ–શ્યામ મંડળ )માંથી પુષ્પોરૂપ આ કિર્તનોની ગુંથેલી શ્રી કૃષ્ણ કિર્તનમાળા આપના કંઠમાં અર્પી કૃતાર્થ થાઉછું.

હું છું

આપનો આજ્ઞાકિત સેવક,

રામદાસ હરીભાઈ.



ભક્તરાજ સખી મણીરામ,

સ્થળ અમદાવાદ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

કાગના હંસ કૈકને કર્યા રે લોલ
તેમાં કેટલાક નરને નાર જો    ૧૧

કોઇ આવાનું કુડુ કાંઈ બોલશે રે લોલ
તેનો નીશ્ચે નરકમાં વાસ જો    ૧૨

રામ મંડળનો દાસ એવું કહેરે લોલ
આ પારસમણી છે મણીલાલ જો    ૧૩

---

## ભજન ૧૯ મું.

વાંચે છે રે વાંચે છે મારા ગુરૂજી રામ કથા વાંચે છે.
ચાખે છે રે ચાખે છે પ્રેમીજન તેનો રસ ચાખે છે.
હરી હરમાં મુકામ કર્યો છે. (૨)
સવાર સાંજ ત્યાં બીરાજે છે.    મારા.
કુબુદ્ધિ કષ્ટને દુર કરીને,
સતસંગ ધુન જમાવે છે.    મારા.
પ્રેમીજન સૌ પ્રેમ કરીને,
રામ નામ ધુન મચાવે છે.    મારા.
**રામદાસ** કહે ગુરૂજી પ્રતાપે,
દુઃખીઆનાં દુઃખ ત્યાં કાપે છે.    મારા.

---

## ભજન ૨૦ મું.

ચાલો સૌ જઈએ રે હરીહર ધામમાં
હાંરે મન રાખીએ સીતા રામમાં; ચાલો
સવાર સાંજ નીત્ય કથા થાય છે
પ્રેમથી સૌ જન આવે મારા વાલા; ચાલો
લીમડાની છાંએ મારો વાલો બીરાજે
પાસે બીરાજે ગુરૂ રાજ મારા વાલા; ચાલો
રામ કથા ત્યાં નીત્યે વંચાયે
સતસંગ સારો થાય મારા વાલા; ચાલો
આવા સંતોને જોઈ મનડુ ઠરે છે
હૈયામાં હરખ ન માય મારા વાલા; ચાલો
**રામદાસ** કહે ગુરૂજી પ્રતાપે
શરણે આવ્યાને નિભાવો મારા વાલા; ચાલો

## ભજન ૨૧ મું.

જયહો જયહો ગુરૂ મણીરામની રે
જેના સંગથી સૌ તરી જાય જો. જયહો જયહો.
વરણું શું મહીમા હું એમનો રે
મારી બુદ્ધિના પામે પાર જો. જયહો જયહો.
નથી કોઈ જોગી વેરાગી સાધુ તે
નથી કાંઈ મહાત્મા કે પંડીત રાય જો. જયહો જયહો.

માત્ર એક કડવા જ્ઞાતી નામ છે રે
સતસંગ માટે હરીહર ધામ જો. જયહો જયહો.
મેતાનરસી જેવું મન છે રે
ધન ધવ નાથા પટેલના તન જો. જયહો જયહો.
રામકથા રત્ન સાચું તમને મળ્યું રે
વધાર્યો રામનુંજ પરીચાર જો. જગહો જયહો.
**રામદાસ** કરજોડીને વીનવે રે
દેજ્યો આવા સંત ચરણમાં વાસ જો. જયહો જયહો.

## ભજન ૨૨ મું. ( સદ્ ગુરૂને પ્રાર્થના )

રંગરેજ ચુંદડીયાં રંગ દે
રંગ દે રંગ દે રંગદે હાંરે રંગરેજ
મેરી ચુંદટીયાં મેરી પીયુકી પઘડીયાં
દોનું રંગમે રંગ દે હાંરે રંગરેજ
નહી અતી કાલી નહી અતી પીલી
ઘેરાસા રંગમાં ઝીબોઇ દે હાંરે રંગરેજ
ઓઢું ચુંદડીયાં પહેરૂ ઘઘરીયાં
અંગુમે કંચવા સોહાઇ લે હાંરે રંગરેજ
હાથુમેં ચુડીયાં પાઉમેં ઝાંઝરીયાં
નાકુમે નથની શોહાઇ લે હાંરે રંગરેજ
સખી મળી કે સંગમે સાવરીયાં
**રામદાસ** ચરણ લગાઇ લે હાંરે રંગરેજ

## ભજન ૨૩ મું. ( નવધા ભકતીનો નેડો )

અમે પેરી સોહાગર ચુડીયાં હાંરે અમે
રે બંગડીયાં હાંરે અમે
લાલ લાલ ચુડીયાં પીળી બંગડીયાં
હાંરે પીળી પીઠીમાં મેરે મન ભરીયાં હાંરે અમે
સેરીયે ગલીયે મનીરામ પોકારે
હાંરે તમે પેરો બેન અરૂ ભઇયાં હાંરે અમે
ચુડીયાં પેરી મેં ચાલુ ચમકતી
હાંરે મને લાગી સ્યામ સે લગનીયાં હાંરે અમે
ક્રષ્ન કનૈયો અમે ધની કરી માન્યો
હાંરે અમે મનીયાર ક્રીયોરે મનીરામકો હાંરે અમે
કરજોડી **રામદાસ**હી વીનવે
હાંરે તને પેરોને બેન અરૂ ભઇયો હાંરે અમે

## ( કારોલીમાં ક્રષ્ન મંડળે ગાયેલું ) ભજન ૨૪ મું.

મોરલી વાગે ગગન ગાજે ગામ કારોલી માંઈ મોરલી વાગે છે રે
પીળાં પીતાંમ્બર પહેરીઆં, જેને કુંડળ ઝરખે કાન; મોરલી
બાંહે બાજુ બંધ બેરખાં, જેને મોર મુગટ રસાલ; મોરલી
હડપચી હીરલો શોભતો, જેનો ગુલાબ સરખો ગાલ; મોરલી
માથે મેવાડી મોરીયાં, જેને ઘુઘરીઆળા બાલ; મોરલી
તુલશીના હાર અંગે ધર્યા, ધર્યા ચંપોને ગુલાબ; મોરલી

પાયે તે નેપુર ઝાંઝરાને, ચાખડીએ રતન જણાય; મોરલી
કદમ છાંયે ઉભો કાંનજી, કાંઇ ધેનુ ચરાવા કાજ; મોરલી
કારોલીના ચોકમાં, ખેલે રામ મંડળનો નાથ; મોરલી
રામદાસની વીનતી, મને દેજો ચરણુમાં વાસ; મોરલી

## ભજન ૨૫ મું.

( વરસડમાં રામ મંડળે ગાયેલો ગરબો. )

શામળાને ઘેર્યો વંદ્રાવન ગોપીએ
શામળો ઉભો કદમ કેરે છાંયડે
પ્રભુ તમે ઝાલો રાધાજીની બાંય. રામ.
પુછો મહાદેવમાં કોણુ રમે રે.
નંદ બાવાજીનો બેટડો હોજી રે,
હાંરે માતા જશોમતીનો કુમાર. રામ. પુછો મહાદેવમાં,
શામળાને પગે ભીલાતી મોજડી હોજી રે,
હાંરે વહાલો ચાલે ચમકતી ચાલ. રામ. પુછો.
શામળાને કેડે કટારો વાંકડો હોજી રે,
હાંરે જેની શીરોઇની સમસેર. રામ. પુછો.
શામળાને હાથે બાજુ બંધ બેરખા હોજી રે,
જેને દશે આંગળીએ વેઢ. રામ. પુછો.
શામળાને માથે મેવાડી મોરીયાં હોજી રે,
જેનો શોભીતો શણુગાર. રામ. પુછો.

સખી મણીનો શામળો હોજી રે,
એતો **રામદાસ**નો રખવાળ. રામ. પુછો.

## (કૃષ્ણ મંડળની સ્થાપનાનું) ભજન ૨૬ મું.

આજે આનંદ અપાર (૨) કૃષ્ણ મંડળ કરી કૃષ્ણની સેવા કરીએ
સેવા કરીએ જો ભાવ થકી ઉતરીએ દુનીઆં પાર થકી. આજે
પ્રભુને પધરાવ્યા પ્રેમ કરી સાચાને પુરા નેમ થકી. આજે
પ્રભુ સેવાથી સુખ થાય ઘણું હું વૈકુંઠ વરસડ આજ ગણું. આજે
જપ તપજે લોકો કરે અતી મારી તેમાં ન પોચે મતી. આજે
**રામદાસ** વીનવે કર જોડી પ્રભુ મારી બુદ્ધિ છે થોડી. આજે

## ભજન ૨૭ મું.

( ગીરધારી ગાજંતો રે આવે )

ગીરધારી ગાજંતો રે આવે વરસડ કેરી વાટે રે. ગીરધારી
અગીઆરસે દયા કરીને, આવી બેઠા તે પાટે રે. ગીરધારી
પ્રેમમાં બોળેને રંગમાં રોળે, ચીતને લીધાં ચોળીરે. ગીરધારી
મનના મોહનજીને તનના ત્રીકમજી, દીલના દામોદર દેવારે. ગીરધારી
મળજો રે કોઈ ડાકોર વાસી, દર્શન કરવા જાજો રે. ગીરધારી
જુઓરે કોઇ કાનજી કુંવરને, હૈડે હરખ નહી માયરે. ગીરધારી
કરજોડી **રામદાસ** વીનવે, હરખે હરી ગુણ ગાય રે. ગીરધારી

## ( કૃષ્ન પ્રભુની પધરામણી ) ભજન ૨૮ મું.

વરસડમાં કૃષ્ન પ્રભુ આવીઆરે. આવી ઉતર્યા મહાદેવમાંહી,
ગુરૂ ચરણ હું નમુરે, વરસડના જનોને ભાવીઆરે.
પુજન કીધાં તત્કાળ. ગુરૂને
કૃષ્ણમંડળ રૂડુ સ્થાપીયુંરે, ઉત્તમ લીધો એકાદશી દન ગુરૂને
સાંજના તે આઠ વાગતાં રે, આસન બીરાજ્યા મહારાજ ગુરૂને
ઉગમણા મુખે મંદીર સ્થાપીયાં રે, ધોળી ધજાનાં નિશાન ગુરૂને
જ્યોતો કરી પ્રભુ નામની રે, થાળ ભર્યાં તુળશીનાં પાન ગુરૂને
ગીતા રામાયણ પધરાવીયાં રે, પધરાવ્યા માણીરામ મહારાજ ગુરૂને
કૃષ્ણમંડળે પુજન કર્યું રે આરતી ઉતારી તત્કાળ. ગુરૂને
વીપ્રોને દક્ષીણા ત્યાં કરી રે બહુ વહેંચ્યા પ્રભુના પ્રસાદ. ગુરૂને
કરજોડી **રામદાસ** વીનવે રે અવીચળ રહેજો આ કાજ. ગુરૂને

## (શ્યામ મંડળે ગાયેલુ) ભજન ૨૯ મું. (રાસ)

મોરલી રે વરસડ કેરી વાટે,
વગાડે કરહણ કાળો રે, હાલો જોવાને જઇએ,
સવારે ઉઠીને કાન દાતણીયાં માગે;
દાતણીયાં કયાંથી લાવું કાનુડો મારી કેડે પડયો છે.
કેડે પડયો છે ધુતારો ઠગારો મારી કેડે પડયો છે. મોરલી.
સવારે ઉઠી કાન નાવણીઆં માગે, નાવણીયાં કયાંથી લાવું કાનુડો.

સવારે ઉઠી કાનો શીરામણું માગે, શીરામણુ કયાંથી લાવું કાનુડો.
ગૌધન ચરાવાને કાનુડો માગે, ગૌધન કયાંથી લાવું કાનુડો.
રાતે રંજાડે મને દહાડે સંતાપે, આ દુઃખ કોને કહાવું કાનુડો.
સમજાવો કોઈ કાન કુંવરને, કેડલો મારો મેલે કાનુડો.
**રામદાસ**ની આ અરજી સ્વીકારો, દર્શન આપી તારો કાનુડો.

---

## ( શ્યામ મંડળે ગાયેલું ) ભજન ૩૦ મું.

બેની ચાલોતો જઇએરે કૃક્ષ ધામમાં જો,
એ તો આવ્યું છે વરસડ ગામમાં જો; બેની
બેની પુનમે પ્રભુને પધરાવસે રે,
ફુલ કુંકુંમને પુસ્પ ચડાવસે રે. બેની
બેની ભજન કરવાને સૌ આવસે રે;
ત્યાં તો રામનામ ધુન મચાવસે રે. બેની
બેની રામાયણ વંચાય રૂઠી રીતથી રે;
મારૂં મનડું લોભાયું તેની પ્રીતથી રે. બેની
બેની કથા કરીને કીર્તન ગાય છે રે;
તેની સાથેજ રાસ રમાય છે રે. બેની
બેની સુખડું ત્યાં સ્વર્ગથી અતી ઘણું રે;
**રામદાસ**નું મનડું ત્યાં ઠર્યું રે. બેની

## ભજન ૩૧ મું. (રાસ)

હું મૈયારણરે ગોકુળ ગામની
ગોકુળ ગામમાં રહેતી હુજારણરે ગોકુળ ગામની ( હું મૈયારણ )
માથે મટુકી મારે મૈઇડાંની ગોળી (૨) તેં તો મારી ગોળી
ફોડી ઠગારારે ( ગોકુળ ગામની )
માસીને મારી તેં મામાને માર્યો (૨) હુવે થયો મતવાલો
ભરવાડારે ( ગોકુળ )
માત નથી તારે તાત નથી કોઇ (૨) નથી કાંઈ બેન કે ભૈયા
ઠગારા રે ( ગોકુળ )
આની તીર ગંગા પેલી તીર જાુમનાં (૨) વચમાં ઉભો કાન
દાણી ધુતારા રે ( ગોકુળ )
આનીપારે ગોકુળ પેલી પારે જાુમનાં (૨) નેહડા વચમાં
રહેતી ભરવાડા રે ( ગોકુળ )
રામદાસની અરજી સ્વીકારો (૨) એકવાર વરસડ આવો)
છોગારા રે ( ગોકુળ )

## ( મોરલીનાં રૂસણાં ) ભજન ૩૨ મું.

અહાં હોવો હું મૈયારણ થઇસ રંગ મોરલી
મોરલી તે ચાલી રંગ રૂસણે રે
કોણ મનાવા જાય રંગ મોરલી.
જાસે ગોવાલણો એકલી રે.

મોરલી મનાવા કાજ રંગ મોરલી અહાં
તમારી મનાવી બેની નહી મનઉં રે
રાધાજી મનાવા જાય રંગ મોરલો. અહાં
રાધાજી ચાલ્યાં રૂસણે રે
સૈયરો લીધી સાથ રંગ મોરલી અહાં
અબીલ ગુલાબને પુલડાં રે
ચોખલીયા લીધા હાથ રંગ મોરલી અહાં
પ્રેમે કરીને પુજા કરી રે
હેતેથી જોડયા હાથ રંગ મોરલી અહાં
સખી મણીના સંગમા રે
**રાણદાસ** ગુણ ગાય રંગ મોરલી અહાં

## ભજન ૩૩ મું. ( હેંચ ૩ તાળી )

નેંનાં લાગી મને તારી.
નેનાંની વેદના ભારી બાપુડા કાનુડા ૧
કુળની લાજમેં મુકી છબીલા
માત નાત મેલ્યાં વીસારી કાનુડા. ૨
સાસુ સંતાપે મને દીયર દઝાવે
નણદી મેલણાં મારી કાનુડા. ૩
મધરાતે મોરલીયો બજાવી
કાળજડે મારી કટારી કાનુડા. ૪

દાદે અમારે વૈદ્ય તેડાવ્યા
વૈદ્યપકડી બાય અમારી    કાનુડા. ૫
વૈદ્ય બીચારો સોચ કરે છે
દુખ આજે વધીયાં ભારી    કાનુડા. ૬
**રામદાસ** સખી મણી મલેથી
પુરવની પ્રીતો સંભારી    કાનુડા. ૭

## ભજન ૩૪ મું. (હેંચ ૩ તાળી)

તેં મારી ચુદણી તાંણી કાનુડા
વાતો મે તારી જાણી કાનુડા    તેં મારી
અબળા નાર અમે રહીયે એકેલી
સાથે નથી કોઈ સાંણી    કાનુડા ૧
અહીંયાં રોકીને મને સાને રંજાડે
નહી સાંભળું તારી વાણી    કાનુડા. ૨
રાધા રાણી તારી વાદે ચડેલી
તેમાં તે સું સુખ માંણી    કાનુડા ૩
નાંનાં હતાં ત્યારે ભેગાં રે રમતાં
હવે થાએ લોક વાંણી    કાનુડા ૪
પરણેલીને પ્રીતે રમાડજો
હું નથી તારી રાંણી    કાનુડા ૫
સખી **મણી** સાહે **રામદાસ** વીનવે
અરજી લેજો ઉર આંણી    કાનુડા ૬

## ભજન ૩૫ મું. ( હેંચ ૩ તાળી )

પકડો ન પાલવ મારો હો કાનજી
રાધા રંગીલી હું અતી રૂપાળી
તું છે રે કાનજી કાળો હો કાનજી ૧
અણાળા નારને સાને રોકો છો
ન જોઇએ સાથ મારે તારો હો કાનજી ૩
મને એકલડીને સાને રંજાડો
આવશે કો દીન વારો હો કાનજી ૪
વાતો ન કરીયે વેગળા રહીએ
લોકમાં થાશે અફાળો હો કાનજી ૫
રામદાસ સખી મણી મલેથી
સફળ થયો જનમારો હો કાનજી ૬

## ભજન ૩૬ મું.

કાનુડા કપટી કાળા, મોરલી વાળા લટકે તારે મોહી
લટકે તારે મોહી છબીલા ચટકે તારે મોહી. કાનુડા
રૂપ વીનાની કુબજાઓલી, તારે નખરે મોહી
સું કરે સતભાવે બીચારી, રાધીકા રોતી રહી કાનુડા
પય પાવંતી માસીને મારી, મામાનું કાઢયું મુળ
દૈતોને તે રણમાં રોર્યો, દેવોનું કાઢયું સુળ કાનુડા
રંક બીચારી ગોવાલણીને, રાગે કીધી મસગુલ
મધરાતે મોરલીયો બજાવી, કીધી ઘેલાતુર કાનુડા

કપટી તારા કાવતરાનો, ક્યાં તે રાખ્યો પાર
અંગુઠે ગીરીરાજ ઉઠાવી, ઇંદ્રનો ઉતાર્યો ભાર કાનુડા

હવે તો હદ થઈ બાપુડા, ભક્તની લેજો સંભાળ
રામદાસ તારા ચર્ણનો સેવક, વેગે કરો રંને વાળ કાનુડા

## ભજન ૩૮ મું. (રામ ચરિત્ર)

ધનુષ ધારી સ્યામ છબી કબ દીખાવોગે,
કબ દીખાવોગે રઘુવર કબ દીખાવોગે. ધનુષ

ઋષીકે કામકાજ સ્યામ બનમેં ચલે,
ઉડાને શીશ દૈતનકે કબ ધાવોગે. ધનુષ
પડલી ગૌતમ નાર શીલારૂપ મેં બને,
ચર્ણસ્પર્સ કે લીએ કબ જાઓગે. ધનુષ
ગીધકો શ્રાધ કીયો સવરીકું મીલે,
નવધા ભકિત કેરો રંગ કબ પીલાવોગે. ધનુષ
પંચવટીમાં આપ કે નીવાસકે લીએ,
પાર્ણકુટી પ્રેમ કરી કબ જમાવોગે. ધનુષ
લે ગયા સીતાજીકો રાવણ જોગી બેસમાં,
દશાનંદ માર લંકાં કબ જલાવોગે. ધનુષ
અવધ પુરી હુઈ ભરત ભેટ કે લીયે,
મારૂતીકી સંગ ખબર કબ કહાવોગે. ધનુષ
સખી મણી કે શીખસે હમ ઢુંઢતે ફીરે,
રામદાસ ચર્ણ સ્પર્શ કબ દીલાવોગે. ધનુષ

## ભજન ૩૯ મું. ( ચલતી )

વાંકી ગેડી વાલે કાન, વાકી ગેડી વાલે કાન
જુમનાની તીરે મારો ઘડુલો ફોડાયો
બંસી વાલા ઘનસ્યામ (૨) જુમના
સોના કેરૂ બેડલું ને રૂપલા કેરી ઝારી
મોતીડે ભરાવી સાચા (૨)
અડુલી મેં મારી (૩) વાંકી ગેડી
પનઘટ આરે ભીડ કરીને નાટા રંગ મચાવે
ગોવાલો ને સાન કરીને (૨)
સંદેશો તે કહાવે (૩) વાંકી ગેડી
સરખી સરખી સહીયરોના સૌનો હતો સાથ
સૌ સહીયરો વડતી મેલી (૨)
ઝાલ્યો મારો હાથ (૩) વાંકી ગેડી
હું કાનને નવ બોલાવું તે આવે તત્કાળ
આજ કહું જસોદા માને (૨)
મારે તેને માર (૩) વાંકી ગેડી
સસરો મારો અટકચાળો સાસુ દેશે ગાળ
દીયરીયો દીવાનો મારો (૨)
નણદી મુકે આળ (૩) વાંકી ગેડી
સખી મણીના સંગથી રામદાસ ગુણ ગાય
ગાય શીખેને સાંભળે જે (૨)
કૃષ્ણ ચરણે જાય (૩) વાંકી ગેડી

## ભજન ૪૦ મું.

દ્વારીકાંથી મહારાજ આવીઆ રે
આવી ઉતર્યા ડાકોર ગામ, પ્રભુને ચરણે હું નમું રે.
ગંગાબાઇએ મહારાજને ઓળખ્યા રે,
જીભ્યાએ દીધાં છે માન. પ્રભુને
બોડાણાએ દરબાર સોંપીઆરે,
મંદીર રચ્યું આથમણે દ્વાર. પ્રભુને
આરસ પહાણ પથરાવીઓ રે,
ઉપર મેલ્યાં જાળીયાંને ગોખ. પ્રભુને
પીતાંબર ઓઢાડયું પાકા રંગનું રે,
છેડે લખ્યા રણછોડ રાય. પ્રભુને
મુરતી પધરાવી રણછોડરાયની રે,
પધરાવ્યા જ્ઞાન ભક્તી વૈરાગ્ય. પ્રભુને
ડાકોરને વૈકુંઠ સ્થાપીયું રે,
ઘેલાં કીધાં તીરથનાં ગામ. પ્રભુને
કરજોડી રામદાસ ગાય છે રે.
રૂદીઆમાં રહો મહારાજ. પ્રભુને

## ભજન ૪૧ મું.

કૃશ્ન નંદાજીના લાલ (૨) મોરલી વાગીરે મારી ધેનું હાલી જાય
સોના કેરી મોરલી ને રૂપલા કેલા તાર
એ મોરલીના શબ્દ સુણી (૨) ભૂલ્યો હું તો ભાન (૩) કૃશ્ન

મોરલીના ઘેરા શબ્દો મેં સુણી લીધા આજ
મનડું મારૂં તલપી રહ્યું છે (૨) કૃષ્ણ જોવા કાજ (૩) કૃષ્ણ
નંદાજીના બાળકોને કૃષ્ણ જેનું નામ (૨)
મામાને તે ઠારજ મારી (૨) લીધું ગોકુળ ગામ (૩) કૃષ્ણ
જોઇ તારૂં સુખડું ને રાજી રાજી થાઉં (૨)
વહાલા તારા મુખની શોભા (૨) શી અત્યારે ગાઉં (૩) કૃષ્ણ
કાનજી તારી મોરલીને શબ્દો સુણી લાલ (૨)
રામદાસ તમને પ્રેમ કરીને (૨) શીશ નમાવે આજ (૩) કૃષ્ણ

## ભજન ૪૨ મું.

ચેતો ચેતો વખત આવ્યો કારમો રે,
માથે ભો રહ્યો છે કળી કાળનો રે. ચેતો

જુઠો ઝગડો શઉ સંસારનો રે,
ધંધો આદર્યો તેનો ચમારનો રે. ચેતો

એક આશરો લો કીરતારનો રે,
નાહક ગાંસડો ઉપાડયો ભારનો. ચેતો

રામદાસની વીનતી સંભાળો રે,
મુકી દોને સૌ મનનો આંબળો રે. ચેતો

## ભજન ૪૨ મું.

ધન જેણે હરીગુણ ગાયા સંસારીઆમાં
ધન જેણે હરીગુણ ગાયા.

હાથી ઘોડા સુખપાલ બેસે શું થયું,

શું થયું મેળવી માયા સંસારીઆમાં.
મોટાઇ લેવામાં મસ્ત બનીને
કામ ક્રોધ વહારે ધાયા સંસારીઆમાં.
હરીજન દેખી હાંસી કરે જે
જાણજો તે સૌ ભવાયા સંસારીઆમાં.
ગોબ્રાહ્મણ સાધુ સંતની કાજે
અર્પી નહી જેણે કાયા સંસારીઆમાં.
મનુષ્યા દેહ પામી મનખો ગુમાવ્યો
નાહક ભવાયા કહેવાયા સંસારીઆમાં.
તન મન ધન જેનું સંતોના ચરણે,
સફળ થઇ તેની કાયા સંસારીઆમાં.
સખી મણીના સતસંગમાં રહીને
રામદાસે ગુણ ગાયા સંસારીઆમાં.

## ભજન ૪૩ મું.

જે કીરતનમાં પ્રભુરસ નહી તે કીરતનમાં ગાવું શું
જેના મુખમાં રામભજન નહી
તેના સંગે જાવું શું જે કીરતન.
જે રસ્તે હોય કાંટા ને કંકર
તે રસ્તે થઇ જાવું શું. જે કીરતન.
આવ નહી આદર નહી જયાં કંઇ

દોડ દોડ ત્યાં ધાવું શું જે કીરતન.
જે નદીઓમાં નીર મળે નહી
તે શરીતામાં નહાવું શું જે કીરતન.
સતસંગ કેરી સંગત મુકી
ઠેર ઠેર ભટકાવું શું જે કીરતન.
જે નગરીમાં દયા ધર્મ નહી
તે નગરીમાં જાવું શું જે કીરતન.
રામદાસ કહે પ્રભુને ભજી લ્યો
આખર બીજું કમાવું શું જે કીરતન.

## ભજન ૪૪ મું.

જાયછે જાયછે જાયછે રે આ વખત ભજનનો વહી જાયછે.
થાયછે થાયછે થાયછેરે તેને પછી પસ્તાવો થાયછે.
ખેડુત જો ચોમાસુ ન ખેડે
આખુ વરસ પસ્તાય છે રે આ વખત.
ગાડુ ઉંજ્યા વીણ ગામતરૂ કરવું
કયારે તે પાર જવાય છે રે આ વખત.
જુવાનીના જોરમાં કશું ન સુજ્યું
ઘડપણમાં માળા રડાય છે રે આ વખત.
કથા કીરતન કદી આંખે ન ભાળે
ખાલી હુંપદમાં તણાય છેરે આ વખત.

ધન જોબનને તરીઆ પોતાની
ફોગટ દેખી ફસાયછેરે આ વખત.
સમજ્યા ત્યારથી ચેતીલ્યે પ્રાણી
ઉગરવાનો ઉપાયછેરે આ વખત.
ઘાંચીનો બળદ જેમ ઘાંણીમાં ફરતાં
કેટલા આઉ તે જાયછે રે આ વખત.
**રામદાસ** કહે હરિ ભજ્યા વીણુ
ચોરાસીના પુરમાં તણાયછેરે આ વખત.

## ભજન ૪૫ મું.

મુરખડો માયા દેખી મકલાયો
દીન દીન થયો તે સવાયો મુરખડો.
સીસુવયમાં પયપાન કરતો જ્યારે
ઉછળતો માતાની ગોદમાં ત્યારે
લાડે કોડે લાતો તું નીત્ય મારે મુરખડો.
ક્રમે ક્રમે આયુસે મોટો તું થાએ
પીતા તારા મનની માંહે મલકાએ
સગપણ સારૂ સંદેસા તે કાવે મુરખડો.
દેખી નારી મોહ તને ઘણો લાગ્યો
ગુણ નીત્ય ગણવાને તેના લાગ્યો
જીંદગી સુધી ભીખ તેની સાથે માગ્યો મુરખડો.

જોતાં જોતાં ચાલી જાશેરે જુવાની
ગઈ તારા જોબનની આવદાની
માળા નથી ઘડપણુમાં ફરવાની મુરખડા.
ઇંદ્રી સઉ થરથર ધ્રુજવા લાગે
દેખી તને બાળો સહુ દુર ભાગે
તારે તને ભણકારા મોતના વાગે મુરખડા.
ગયું તારૂં જોબન પાછું ન આવે
હજુ તને નામ પ્રભુનું ન ભાવે
રામદાસ અરજી ઉરમાં જો લાવે મુરખડા.

## ભજન ૪૬ મું.

જગ જાણો જુઠી માયા રામ અંધ બનેલા પ્રાણી
ફટ જાસે પુટી કાયા રામ „ „
પૂર્વ કૃત્ય સારાં મનુષ્ય દેહ મળીઓ
કરી સ્વાર્થીક કાર્યો નઠારાં રામ અંધ બનેલા.
કામેથી તુ ઘેરાયો તૃષ્ણાથી ન ધરાયો
મદ ક્રોધ લોભ ભરાયો રામ અંધ બનેલા.
દુર્લભ તારી કાયા ભક્તિની લેને છાયા
ભજી લેને રણછોડરાયા રામ અંધ બનેલા.
તે ભવજળ સાચી જાણી આખર ધુળધાણી
રામદાસ ભજે સીતા સ્વામીરામ અંધ બનેલા.

## ( શ્યામ મંડળમાં ગાયેલું ) ભજન ૪૭ મું.

શામળા આવોને રંગથી રમાડું,
હાંરે તમ ચરણોમાં શીશને નમાડું;
સંસારી વાસનામાં મનડુ ભમે છે,
હાંરે નહી આવો તો થાય છે કબાડું. શામળા.
દુરીજન લોક ઓલ્યાં દાઝી મરે છે,
હાંરે એના મુખપર મુકશું કલાડું શામળા.
તન મન ધનથી હું તમને ચાહું છું,
હાંરે મન તમથી કદી ના ભમાડું શામળા.
સખી મણીના શરણે રહીને,
હાંરે શ્યામ મંડળમાં ડંકો વગાડું શામળા.

## ભજન ૪૮ મું.

વાલા લાગો છો વરસડ બાળને
હાંરે તેવાં વાલા લાગો છો નરનારને વાલા ૧
પીળાં પીતાંમ્બર પહેરીઆંરે લોલ
હાંરે ઝળકે જરકશી જામો અંગજો વાલા ૨
હીરાકંઠી હેમની ધરીરે લોલ
હાંરે કડાં સાંકળાં પોંચી હાથજો વાલા. ૩
કેડે કંદોરો શોભતો લોલ
હાંરે ધરી લાલ લકુટીઆં હાથજો વાલા. ૪

ભાલ તીલક કેશર તણુંરે લોલ
હાંરે ઝાઝો ઉડે છે અબીલ ગુલાલજો વાલા. ૫
મોર મુગટ શીર શોભતોરે લોલ
કુંડલ હરીને ઝળકે કાનજો વાલા. ૬
તુળશી હાર અંગ ઓપતોરે લોલ
હાંરે જુઈ ચંબેલી કેવડા ગુલાબજો વાલા. ૭
મુખે મોરલીઆં શોભતીરે લોલ
હાંરે પાએ નેપુરનો ઝણકારજો વાલા. ૮
સુંદર છબી મારા શ્યામનીરે લોલ
હાંરે મન દેખી દેખી હરખાયજો વાલા. ૯
મને ચરણ કમળ નીત રાખજોરે
એવું માગે છે **રામદાસજો** વાલા. ૧૦

### ભજન ૪૩ મું. (રાસ)

બંસરી બાજી જુમનાજીને કાંઠડે
હાંરે ઉભો બજાવે કરહણ કારો હો બંસરી.
શબ્દ રસાળો તેનો થાએ ભણકારો
મારે છે મોહનાં બાણો હો બંસરી.
પીઉ પીઉ તે કરે પલકારો
ટીહુ ટીહુ કરે ટઉકા હો બંસરી.
કામકાજમેં ઘરનાં વીસાર્યા
ચીતે વસ્યો લટકાળો હો બંસરી.

ઘેરીઘેરી મોરલીયે મન ઘેરાયાં
ઘડી ઘડી કરે પટકારો હો બંસરી.

**રામદાસ** સખી મણી મલેથી
સફળ થયો જનમારો હો બંસરી

## ભજન ૫૦ મું.

( મુજરો )

કોઇને દેખાહે ભાઇયો મેરા કનાઈ (૨)
મેરા કનાઈ બજાવે સણાઈ કોઈને
મેરે કનાઇકી યેહે નીસાની
કાંધોપે કમલી ઓર ગઉવાં ચરાઇ કોઇને
મેરે કનાકી યેહે નીસાની
ટચલી અંગલીયે ગીરી રાજ ઉઠાઈ કોઇને
મેરે કનાઈકી યેહે નીસાની
કાંલદ્રીમેં કુદ કાલીનાગ નથાઈ કોઇને
મેરે કનાઈકી યેહે નીસાની
શ્યાય બદન બનલાલા સોહાઈ કોઈને
**રામદાસ** સખી મણી મલેથી
ઢુંઢત ઢુંઢત મીલે કનાઈ કોઇને

---

## ભજન પ૨ મું.

આવો નંદલાલારે છોગાળા, મારા રૂદીયા કમળ રહેનાર
મારા વહાલા—આવો નંદલાલરે છોગાળા.

ભક્ત પ્રહેલ્લાદને અર્થેરે શામળા,
સ્થંભમાં વાસ પુરનારો મારા વહાલા (આવો)
સતીઆ થઇને રામ વૃંદાને છળીઆ,
જાળંધરના પ્રાણ હરનાર મારા વહાલા (આવો)
રાજા રાવણની રામ લંકા હો લઇને,
વિભીષણને રાજ આપનાર મારા વહાલા (આવો)
બળીઆ હતા તે રામ નબળા થઇને,
છાના ગોકુળમાં રહેનાર મારા વહાલા (આવો)
મારથી હતા તે રામ સારથી થઇને,
અરજુનનો રથ હાંકનાર મારા વહાલા (આવો)
મ્હેતાને મંડળીક મારવાને આવ્યો,
કેદારો લાવ્યા મધરાત મારા વહાલા (આવો)
બલી રાજાને પાતાળે ચાંપ્યો,
તમે થયા છડીદાર મારા વહાલા (આવો)
ઝેર હતાં તેનાં અમૃત કીધાં,
આપ્યાં મીરાંને હાથ મારા વાલા (આવો)
શીશ નમાવી રામ વીનંતી કરૂં છું,
ગરીબોની દાસ સુણનાર મારા વાલા (આવો)

દાસનો દાસ કહે ગુરૂજી પ્રતાપે,
ભકતોને વશ થનાર મારા વાલા (આવોને)

## ભજન પર મું. (ધુન)

કામણુ કર્યાં નંદ છઇએ, બાઈ મુને કામણુ ટેક.
સમજાવી મને સાંનમાં તેડી, તે વાત કોને કહીએ. બાઈ.
કાને કુંડલીઆ હાથે મોરલીઆં, કૌસ્તુભહીરલો હૈયે બાઈ.
મધુવનમાં માવો મોરલી બજાવે, ચાલોને સૈયર જઈએ બાઇ.
નંદકુંવરને હું ન પીછાણું; નેડો કરાવ્યો મારા મહીએ બાઈ.
કૃષ્ણમંડળનાં કારજ સાર્યા, બળીભદ્રના ભાઈએ બાઈ.
**રામદાસ** સખી મણીના ચર્ણે, વરસાડ સુખડાં લઈએ બાઈ.

## ભજન પ૩ મું.

પ્રીતેથી મને પ્યારા લાગો છો નંદલાલા
પ્યારા લાગો છો મને વાલા લાગો છો
તમે દીસો છો અતી રૂપાળા
રૂપ તમારૂં જોઇ મનડું ઠરે છે
કરૂં છું કાલાવાલા હાંરે લાલા પ્રીતેથી
જુમનાની તીરે, સાદ બન્સીના ધીરે
રાસ ખેલો છો તમે છોગાળા
રાસમંડળ જોઇ ચીતડું ઠર્યું છે મારૂં
ઓઢો છો કામળ કાંળા હાંરે લાલા પ્રીતેથી

મહીના માટે ઉભા જુમનાની ઘાટે
સંગ લીધા છે તમે ગોવાળા
રામદાસ સખી મણી મહેથી
મેતો કઠે ઘાલી છે તાળી માળા પ્રીતેથી.

## વીરમગામ કૃષ્ણમંડળે ગાયેલું રાસનું ધોળ ૫૪ મું.

વંદન કરીએ પ્રભુ ચરણે શીર ધરીએ વંદન.
જય વ્રજપતિ કુંજવિહારી; વ્રજ જીવન ગીરીવર ધારી જય.
ધોળ—ઉદય થયો ઉડુ પતિ આજ અહી અહી અહી
(જુવો ઉડુપતિ)

સરદની સામધ્ય કાલીંદ્રી તીરેરે.
વેણુનો નાદ કીધો જઈ જઇ જઇ રે (ઉદય)

સાખી—મોરલી સુન ત્રિલોકમાં સુર નર મુનિ મહેશ
બ્રહ્મા સનક ને સારદા મોહે નારદ શેષ

રાગ ધોળ—વ્રજ વનીતા ધુની; સુન બંસીનીરે
પ્રેમ મુદીત મન થઇ થઇ થઇરે (ઉદય)

રાગ રાશ ષીરહા વેશે દેહ દશા સખી ભુલીરે.
ધર્યા નીપુર હસ્તે ચારે ચરણે ચુડીરે
અવળા ચોળીને ચીર અંગે ધરીયાંરે
જેને નંદન નંદન સુ સ્નેહ પ્રેમે ભરીયાંરે

રાગ ધોળ—લોકને વેદ મરજાદ તજીનેરે
બાળક મેલી વન ગઇ ગઈ ગઇરે ઉદય

રાગ સાખી—મનહર મોરલી હસ્તધર, રાજેશ્રી વૃજચંદ
શ્યામ સુંદીર હરી નીરંખી થઇ, ગોપી મન આનંદ

રાગ ધોળ—યમુના સુભાગ્ય તૃટે રાશ રચીનેરે
નૃત કરત શ્રમ લઇ લઈ લઇરે ઉદય

રાગ રાશ—રાશ રશીક પ્રીય પાસ ખેલે વૃજનારીરે
પદ નેપુર કીકની શબ્દ સોભા સારીરે
મોર મુગટ બંદ માલ લટકે ડોલેરે
સો સંગીત સુરનીમાંય તા તેઈ બોલેરે

રાગ સાખી—પવન સુરજને સસી થકયો ઉડુ મંડળ શેર
નીરખ રાશ રસ હાસ્યને, ચલન ન પામ્યા લેશ

રાગ ધોળ—દાસનો દાસ સઠ માહા પતીતનેરે
કરૂણા કરો સરણે લઇ લઈ લઇરે ઉદય

## ધોળ ૫૫ મું.

આજ જનમ દીવસ છે સાહેલીરે
સણધાર સજુ સર્વે પેલીરે
શ્રી જયદેવ પ્રભુ કેશર નાયારે આજ
ધોતી ઉપરણા ધર્યા શ્રી અંગેરે

મારે વાલે આભુક્ષણ ધરીયાંરે
દેખી વૈશ્નવનાં મન ઠરીયાંરે આજ
મારે કુંડની પુજાઓ કીધીરે
વીપ્ર જનને તે દક્ષણા દીધીરે
રોળી પીળીને આરતી કીધીરે આજ
નોછાવર ધારીને દીધીરે
હરીદાસ સોભા સુખકારીરે
હરખી નીરખીને જાઉ બલીહારી આજ

## ધોળ ૫૬ મું.

આવો આવો શ્રી નંદજીના લાલ માંખણુ ખાવાને
પુરષોત્તમ પ્રાણ આધાર નહિ દઉ જાવાને
કનક કટોરા માંખણ ભરીયા મીશ્રી મેલી અપારરે
ઉભી રહીને વાટડી જોઉંછું કયારે આવે નંદલાલ
માંખણ ખાવાને—આવો.
તારે મંદીરીએ હું નહિ આવું તું છે ઠગારી નારરે
તું તો મુજને એમ કહીને કુડી ચડાવે આળ
માખણ ખાવાને—આવો
દીનોનાથ દયાળ દમોદર હમશું બોલ મોરારીરે
વલ્લભ પ્રભુજીને ભાવે ભજીએ ભવોભવના ભરથાર
માંખણ ખાવાને—આવો

# વહીવંચા બારોટ રેવાજી ભગવાનજીએ બનાવેલાં કીર્તનો.

## કીરતન ૫૭ મું.

(વારી જાઉરે લાલા તારા નામનેરે.) એ રાગ.

વારી જાઉં રે ભકત મણીરામને રે,
હેતે ઓળખાવો હરીહર ધામને રે; વારી. ૧
ઓત્ર મુખે મંદીર મહારાજ છેરે,
સારા કંચન ઝરીના સાજ છેરે; વારી. ૨
ચોક વચ્ચે લીંબડો લેહેરો ખાય છેરે,
ઠીક હરીની ચર્ચા થાય છેરે; વારી. ૩
લેંબ ફરતો ઓટલો સરસ ઘણો રે,
બીરાજે ગાદીપર તકતો હરી તણો રે; વારી, ૪
પ્રેમ પુજા બને છે તાં પ્રીતથી રે,
ચંદન પુષ્પ ચડાવે ખરા ચીતથી રે. વારી. ૫
સવાર સાંજ બે વખત કથા થાય છેરે,
હરી રસ પીવા ક્રોડો જન જાય છેરે; વારી. ૬
જ્ઞાન ખુબીથી સુધાર્યા જન ઘણા રે,
ધન પુત્ર પટેલ નાથા તણા રે; વારી. ૭
આવક આવે તે હરીહર અર્થમાંરે,
અખંડ દીવો બળે છે ગ્રંથમાં રે; વારી. ૮

ભજન પૈસો તે પુનમાં જાય છે રે;
સંત જન જમી આનંદ થાય છે રે; વારી. ૯
પૈસો પુન્યનો તે નહી પોતાના કામનોરે;
અર્થ મોટો હેતે રામ નામનોરે; વારી. ૧૦
આવા પુરૂષને પુજો ભાઇ પ્રીતથી રે,
તરવું હોય તો રહેજો સદા રીતથી રે; વારી. ૧૧
દાસ રેવો કહે રૂડીએ રીત રાખજોરે,
અમ્રત સવાદ ભાઈ સર્વ ચાખજો રે; વારી. ૧૨

## કીરતન ૫૮ મું.

(તારા ખોટા છે ખારવા વાણુનારે.) એ રાગ.

નીંદા કરશે તે નરકમાં જાય છેરે,
એને કુટિને જમડા ખાય છેરે; નીંદા. ૧
વાસ મુનિ ઢિમરડીના તન છેરે,
સત માનો અવતાર ભગવંત છેરે, નીંદા. ૨
અઢાર પુરાંણ ખટ શાહસ્ત્ર કર્યારે,
મારગે ચાલેથી જન અનેક તર્યારે. નીંદા. ૩
બિશ્વામીત્ર તો સુત ક્ષત્રી તણારે,
મહા સામ્રથ થયા ના રહી મણારે. નીંદા, ૪
વાલમીક મુનિ હતા ભીલ અંગથીરે,
સુધરી ગયા રૂષીના સતસંગથી રે. નીંદા. ૫
દાસ રેવો કહે મોટા વેદવાન છેરે,
જેનું રાત દીન હરીભર ધ્યાન છેરે. નીંદા. ૬

## કીરતન ૫૯ મું.

(ભરૂસાના નાથ તમેછો ભેરૂ;) એ રાગ.

હરીહર હરદે લાવી કહો હેતે,
હાંરે વાલા શોભા હરીહર સારી,
અંબા લક્ષ્મી છે જોડ સુખકારી,
એક દંત માહારૂત છે ગુણ ભારી. હરી. ૧
શીરપે મુગટ શોભે ઘણા સારા,
તેજ ઘણું ચળકે શોભીત તારા;
પ્રેમે ઝરી વાઘા લાગે પ્યારા. હરી. ૨
ઓત્રાદે મુખે તો મંદીર બીરાજે;
એક એક કીને છડીદાર ગાજે;
છટા આરતી વખત ખુબ છાજે; હરી. ૩
બન્યો લુણસાવાડામે એવો ધામ,
મંગળ શેઠના દવાખાના સામે;
સવાર સાંજ બેઉ વખત રંગ જામે. હરી. ૪
કથા મણીરામ ભક્ત કરે છે,
પાપી જનના એતો પાપ હરે છે;
ક્રોડો માણસ ભક્ત કેડે ફરે છે. હરી. ૫
ધન ધન નાથા પટેલના તંન,
ઉજમ બાની કુખે જનમ્યાછો રતન;
ભાવ કરીને ભજો છો ભગવંન. હરી. ૬

વેધુ વૈષ્ય જાતીમાં છો વીવેકી,
ખરા કુળ તારણ કડવા ટેકી;
વસ્યા હુનમાન પોળમાં નેકી, હરી. ૭

જન્મ તીથી મણીરામની જાણુ,
સંવત ઓગણી બત્રીસ પરમાણું;
વૈશાક સુકલ તીથી તીજ ટાણું; હરી. ૮

કવી કોવીદ સમ એમની વાણી,
ઘણી વિદ્વાનોએજ વખાણી;
જુગતાઇ ભજન ભાવથી જાણી. હરી. ૯

કહે દાસ રેવો સતસંગ કરજો,
ધારી હરીહરને રૂદીએ ધરજો;
ભગતી કરી ભવસાગર તરજો, હરી. ૧૦



# શ્રી કૃષ્ન કીર્તનમાળા.

## વરસાદ કૃષ્નમંડમાં ઉજવેલો.

( વસંત મહોત્સવ, )

### ભાગ ૩ જો.

### કીર્તન ૬૦ મું.

સમજુને મન વસંત પ્રગટયો, અણ સમજુને મન હોરી,
ગુરૂના બાળક ગુલતાન થયાંરે, નુગરાં નાંખે રસ ઢોળી
વહાલા મારા. ॥૧॥

જ્ઞાન ધ્યાનકો ગુલાલ ઉડાવ્યો, કસુંબી કેસર ઘોળી;
પ્રેમ તણી પીચકારી ભરીભરી, સહુ સખીયન ખેલે હોરી
વહાલા મારા. ॥૨॥

લે પકવાન મીઠાઇને મેવા, પ્રેમ તણી છે પોળી,
ભુતનાથ ચરણે ભણેરે અખઇયો, વાઢીએ ઘ્રત ઝબોળી
વહાલા મારા. ॥૩॥

## કીર્તન ૬૧ મું.

વરસડમાં આજે વસંત રોળી
વસંત રોળી (૨)
કેસુડી ગાગર ભરભર લાવે
છાંટે છાંટણાં રંગ રોળી. વરસડમાં
વસંત ખેલનકી આઇ ખુશાલી
સંગે સખાકી મલી જોરી. વરસડમાં
**રામ મંડલે** લેઇ પીચકારી
**શ્યામ મંડલે** અબીલ ઝોરી. વરસડમાં
અરસ પરસ સબ સખા ઉડાવે
અબીલ ગુલાલકી ધુન ભાળી. વરસડમા
**રામદાસ** પ્રભુ છબી નીરખકે
નાચે કુદે લેઇ પ્રેમ તાળી. વરસડમાં

## કીર્તન ૬૨ મું.

રંગીલી હોરી રે રમવાને
પહેર્યાં ચરણાંને ચોરો રે રમવાને
સજ્યા શણગાર રે ”
નવ રંગીલી નાર રે ”
એ.ઢણીઆં ઓઢ્યા રે ”
થાય દોડા દોડ રે ”
કેસુડી ગોળી રે ”

ભર્યા ગગરારે ગોળી રે ,,
સાથે સૈયર સખાણી રે ,,
માંહે રાધીકા રાંણી રે ,,
ગુણવંતી ગાય ગીત રે ,,
જેની પ્રભુ સાથે પ્રીત રે ,,
ઉર વ્યાપ્યો છે રંગ રે ,,
શામળીઆની સંગ રે ,,
ચાલી વંદ્રાવન રે ,,
મળ્યા જુવતીના જન રે ,,
દડા ફુલના હાથ રે ,,
સખી મહી રૂગનાથ રે ,,

## કીર્તન ૬૩ મું.

રામલલા બાંધે બસંતીકા ચીરા.
બસંતીકા ચીરા (૨) રામ લલા
સરજયુ કે તીરે અયોધ્યાં નગરી
ત્યાં બીરાજે ચાર ભૈયા. રામ લલા
કોઠા ઉપર કોટડી બીરાજે
જડીએલ સીહાસન હીરા. રામ લલા
ભરત લક્ષ્મણ અરૂ શત્રુઘ્ન
બજરંગી છત્ર ધરૈયા. રામ લલા

નારદ સારદ અરૂ શનકાદીક
ગંગધર ડમરૂ બજૈયા. રામ લલા
માતા જશોદા કરત આરતી
**તુલસી**કે સ્વામી રઘુવીરા રામ લલા

## કીર્તન ૬૪ મું.

દસરથ કે લાલ ખેલે હોળી
રામ ખેલે હોળીરે ખેલાવે હોળી દસરથ
કોનુકે હાથ કનક પીચકારી
કોનુ કે હાથ ગુલાલ જોરી દશરથ
કોનુકે હાથ મધુર ડફ બાજે
કોનુંકે હાથ મંજુર જોળી દશરથ
ભરત કે હાથ મધુર ડફ બાજે
શત્રુઘ્ન હાથ મંજુર જોળી દશરથ
માતા કૌશલ્યા કરત આરતી
કેસુડાં છાંટયાં છે ઘોળી ઘોળી. દશરથ
**બાઇમીરાં** કહે પ્રભું ગીરધરના ગુણ
ચરણ કમળમાં ચીત ચોરી. દશરથ

## કીર્તન ૬૫ મું.

બરસાના ખેલે હોળીરે ચાલો બરસાના
રામજીકે હાથમેં ઢોલ ઢઢુમીઆ,
લાલાજીકે હાથમેં ગુલાલ ઝોળીરે રામા (૨) ચાલો.

હાથમેં થાળ ગુલાલ ફેંટમેં,
અબીલ ગુલાલકી ભર ઝોળીરે રામા (૨) ચાલો.
ચુવા ચુવા ચંદન ઓર અરગવા,
કેસર ગાગર સીર ગોરીરે રામા (૨) ચાલો.
તાલ પખાજ ઝાંઝ ડફ બાજે,
ઓર બાજે ભુગર ભેરીરે (૨) ચાલો.
પાંચ બરસકો કુંવર કનૈયો,
સાત બરસ રાધા ગોરીરે (૨) ચાલો.
ઇત ગોકુળ ઉતમ મથુરાં નગરી,
બીચમેં બહે જુમનાં ગોરીરે (૩) ચાલો.
વંદ્રાવનકી કુંજ ગલનમેં,
રાધા મોહનકી જોરી બનીરે રામા (૨) ચાલો.
**સુરદાસ** પ્રભુ તીહારે મીલનકુ,
અવીચળ રહીયો આ જોરીરે રામા (૨) ચાલો.

## કીર્તન ૬૬ મું.

વંદ્રાવન શામ ખેલે હોરી
ખેલે હોરીરે ખેલાવે હોરી (વંદ્રાવન)
તાલ મ્રદંગ મધુર ડફ વાજે
ઉડત રંગ ઝાકમ ઝોરી (વંદ્રાવન)
કીતસે આવ્યો કુંવર કનૈઓ
કીતસે આઇ રાધાગોરી (વંદ્રાવન)

વંદ્રાવનસેં કુંવર કનૈયો
વરખાંનેસે રાધા ગોરી (વંદ્રાવન)
કીનકે હાથ કનક પીચકારી
કૌનકે હાથ અબીલ ઝોરી (વંદ્રાવન)
કૃશ્નકે હાથ કનક પીચકારી
રાધાકે હાથ અબીલ ઝોરી (વંદ્રાવન)
અબીલ ગુલાલકી ધુન મચી હે
ફેકત હે ભરભર ઝોરી (વંદ્રાવન)
**સુરશામ** છબી દેખ મગન ભયે
રાધેશામ અવીચળ ઝોરી (વંદ્રાવન)

## કીર્તન ૬૭ મું.

રમે ફાગ વસંતરે ધુમ મચી, કૃષ્ણ આનંદરે, ધુમ મચી;
શણગાર્યા સાથીરે, ધુ૦ જાણે નાનાં હાથીરે, ધુ૦
જુમનાને તીરે રે, ધુ૦ ઉન્મત આહીરે રે; ધુ૦
તે કરતા તાનરે, ધુ૦ ભુલ્યા સર્વ ભાનરે, ધુ૦
અંગે કરતા આળરે, ધુ૦ ગાલી બોલે ગોવાલરે, ધુ૦
વાંસળીઓ વાજેરે, ધુ૦ માંહી નટવા નાંચેરે, ધુ૦
વાગે મરદંગ તાલરે, ધુ૦ ઉડે અબીલ ગુલાલ; ધુ૦
પીચકારીઓ પડેરે, દુ૦ ગોપી ગેડુવે લડેરે; ધુ૦
રાધા ગીરધારીરે, ધુ૦ જેજે નારીઓરે; ધુ૦
એક અબળા આવીરે, ધુ૦ ભેખ ભાઇનો લાવીરે; ધુ૦

શીયા સુંદર શામરે; ધુ૦ સૌ આવી તે ઠામરે; ધુ૦
રંગ લીધા રોળીરે, ધુ૦ બોલે હોહો હોરીરે, ધુ૦
બાંધો ઢીંગપર ઢોલરે, ધુ૦ કરે કળા કલોલરે, ધુ૦
લેવું હોય તે લેજોરે, ધુ૦ મને જાવા દેજોરે, ધુ૦
વાલે ફગવા દીધારે, ધુ૦ લાડણીએ લીધારે; ધુ૦
વળી રંગની રેલરે, ધુ૦ જોવા જેવો ખેલરે; ધુ૦
મોટા દેવતાઓ મોહ્યારે, ધુ૦ જુગજીવન જોયારે; ધુ૦
ધન વ્રજનો સાથરે, ધુ૦ રંગભેને રૂઘનાથરે; ધુ૦

## કીર્તન ૬૮ મું.

રાગ ચાલતો.

ખેલન દે રંગ હોરી હો રસીયા, ખેલન દે રંગ હોરી;
લાલ ગુલાલ પડો અખીઅનમેં,
અર્જુન ભઇ પીઆ ભોળી હો રસીયા, ખે. ૧
ચુવા ચુવા ચંદન ઓર અરગજા,
મદમદ કેશર ઘોળી હો રસીયા, એ. ૨
તાલ પખાજ ઝાંઝ ડફ વાગે,
મોરલીકી ધુન થોડી થોડી હો રસીયા, ખે. ૩
વંદ્રાવનની કુંજ ગલનમાં,
રાધા મોહનકી જોડી હો રસીયા, ખે. ૪
હુઢી કહે પ્રભુ ફગવા દીનો,
મેવા ભરભર ઝોરી હો રસીયા; ખે. ૫

## કીર્તન ૬૯ મું.

દેખો રઘુવર રંગ ઉડાવે, એતો સીયા જાનકી ભરભર લાવે. દે ૧
સીતારામ લક્ષ્મણ ભરત શતરૂઘન, હનુમાન ચમર ઢોળાવે. દે ૨
ચુવા ચુવા ચંદન ઓાર અરગજા, કેસર માટ ઢોળાવે. દે. ૩
**તુળ.સીદાસ** પ્રભુકી છબી નીરખે, હરખનીરખ ગુણ ગાવે. દે ૪

## કીર્તન ૭૦ મું

રાગ ઉપરનો

દેખો દશરથ રાજદુલારે, હોરી ખેલે સરયુ કીનારે; દે ૧
સીતારામ લક્ષ્મણ ભરત શતરૂઘન, સંગ સખા લીયે પ્યારે દે
ઉડત ગુલાલ ભયે બાદર, રંગકે ભરન પુંવારે દે ૨
**તુળસીદાસ** પ્રભુકી છબી નીરખે, જીવણ પ્રાણ હમારે, દે ૪

## કીર્તન ૭૧ મું.

શામળે લખી જોગ પઠાયો હેરી હાંરે સખી ઉનકે મન ભાયો શા. ૧
અંગે ભભુતી ગલે મ્રગછાલા, સૌ અનકે મન ભાયો;
કુબજા કહાન લગી હે જબસુ, સોહી મંત્ર પઠાયો;
પ્રેમકો નમ છોડાયો, શામળે ૨
ઉનકુ દોષ કછુ નહિ દીજે, સંગત ગાન ઉપનાયો;
માલણ જાતે કંસકી ચેલી, વાકો કંથ કહાયો,
ઉનકો કાંઇ લાજ ન આયો. શામળે ૩
વદનકી શુદ્ધ ભુલ ગઇ મેં, કાજલ નેન ભરાયો,
હાંહા ઉરત પરત હરી પાયન, બહુ વીધ ગુલાલ ઉડાયો;

પકડ નીજ નાચ નચાવ્યો, શામળે ૪
મેં દરદી મેરો દરદ ના જાણ્યો, કામકો જોર વધાવ્યો;
**સુરદાસ** અબળાકી વીનતી, કરત હે મનકો ભાયો:
દાઝેપર લુણ લગાયો; શામળે ૫

## કીર્તન ૭૨ મું.

કે તે ગયે હોરીકે ખેલૈયા,
હારે ઓ કાયા (૨) પુરકે બસૈયા. કેતે
જોઈ કહે તોહી સંગ ચલુગી, ફીર પાછળ પસતૈયા.
જોઈ તનમે ચંદનહી ચઢત હે,
સોતન ધુડ મીલૈયા હેરી હેરી લાલા (૨) ઓ કાયા. કેતે
આગે આગે વાંકી માતા રૂવતહે, પીછે રૂવે વાંકા ભૈયા;
પલ્લા પકડ તેરી તીરીયા રોવતહે,
છાંડી ચલે સુખ છૈયા હેરી હેરી લાલા (૨) ઓ કાયા. કેતે
હાથી ઉંટ ઘોડા અરૂગાડી, બહોત દ્રવ્ય સુખ છૈયા,
લોક કુટુંબ સબ રોવન લાગે,
હંસો એકીલો જૈયા હેરી હેરી લાલા (૨) ઓ કાયા. કેતે
કેતેક જગમેં હોરીકે ખેલૈયા, કીનકુન ચેત કહૈયા,
કહે **તુલસી** રઘુનાથ કૃપા બીન;
હય જગ સબ દુ:ખ દૈયા હેરી હેરી લાલા (૨) ઓ કાયા કેતે

## કીર્તન ૭૩ મું.

હોળી ખેલંત સંત સુજાના, આતમ રામસેં. હોળી
ક્ષણુ ક્ષણુ હોળી પલ પલ હોળી, હોળી આઠજામા

અતિરે પ્રચંડ તેજ માયા કો.
તકી તકી મારે બાણુ. આતમ. હોળી
કામી ખેલે કામની કે સંગે, લોભી ખેલે દામા.
પ્રતિવૃતા ખેલે અપને પીયાસે.
વેસ્યા ખેલે હરામા. આતમ. હોળી
જોગી ખેલે જોગ જુગતસેં, પંડીત ખેલે પુરાણુ.
કહે **તુલસી** રઘુનાથ કૃપા બીન.
દુનીયા ખેલે મસાણુ. આતમ. હોળી

## ( રાગ ઉપરનો ) કીર્તન ૭૪ મું.

હરી હોરી રમે વનમાંહ, જોવાને જઇએ રે,
મને કામ ન સુજે કાંઈ, અહિંઆ કેમ રહીએ રે, જોવાને
મુસ્તક મુકટ સોહામણોરે, કુંડલ ઝલકે કાન;
પીળા પીતાંબર પહેરણેરે, વાલો સુંદર શોભે વાણ; જોવાને
વાજીંત્ર વાગે ગણાંરે, મોરલી તાલ મરદંગ,
અબીલ ગુલાબ ઉડે અતી ઘણાંરે, માંહી લીલાને પીળા રંગ, જો.
શામા સંગે સુંદરીરે, ગોવિંદ સંગે ગોવાળ,
અરસપરસ આવી લડેરે, જેમ પ્રધાનને ભુપાળ; જોવાને
રાધાજીએ જઇનેરે, ઝાલ્યા સુંદર શ્યામ,
ફગવા મંગાવી દીધારે, સરીઆં સૌનાં કાજ; જોવાને
વંદ્રાવનની કુંજમાંરે, ખેલે ગોપી ગાવાળ,
સુરી નરવેરે કુલડારે, ત્યાં જુવે જન રૂગનાથ. જોવાને

# છોટમકૃત પદ ૭૪ મું.

---

અરે શું સમજ્યો ભગન થઇ, અવિદ્યા જો અળગી નવ ગઇ.
જ્ઞાન વૈરાગ ગમે નહિ ગાતાં, રાગ રંગના રસીયા.
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખશીઆરે. શું.
તન મન ધન દારા ઘર તારૂ, પ્રમ સમરપન કીધું.
પાપ કરમતો પામર જીવડે, પોતે માથે લીધુ રે. શું.
હીંગ તજે પણ હરામ ન તજે, નીરખે કોઈ પરનારી.
લશણ તજે ને લાંચ ખાય છે, ન તજે ચોરીયારી રે. શું.
છાપ તીલક તાણીને અંગે, મંડળીઓમાં મહાલે.
ગુપ્ત ઘાટ અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલે રે. શું.
જળને લોભે જુઠ ચાલતાં, નથીરે કોઇથી ડરતા.
જુઠી સાક્ષી જાય પુરવા, ઝટ ઉપાડે ગીતા રે. શું.
એકાદશીનાં વ્રત આચરે, ફરાળ સારાં ફાકે.
ઉપર ચોખા અંતરમેલા, પરધન હરવા તાકે રે. શું.
એક પ્રભુને ઉરમાં રાખી, પરમારથ આચરવું.
નિતીનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું રે. શું.
એમ વિચારી જે નર ચાલે, ધરમ તેહનો સાચો.
કહે છોટમ પરપચી મારગ, જણો સરવે કાચોરે. શું.



## અર્જુન તથા શ્રી કૃષ્નનો સંવાદ.

### ( દશ અવતાર )

અરજુન કહે સંભળાળો શ્રીકૃષ્નજી
ધરીયા દસ અવતાર. સ્વામી સેને રે માટે
સતભામા લક્ષ્મીજીને પુછે,
કરવા ભકતોના કાજ. અરજુન તેને રે માટે

અર્જુન—પેલે અવતારે **મચ્છારૂપ** ધરીને,
હેર્યાં બ્રહ્મના વેદ. સ્વામી સેને રે માટે

શ્રીકૃષ્ન—બ્રહ્મ રૂપીનાં કારજ સાર્યાં,
વાર્યાં ચારે વેદ. અરજુન તેને રે માટે

અર્જુન—બીજે અવતારે **મહીસાગર** મથીયો,
પ્રગટ્યાં ચઉદ રતન. સ્વામી સેને રે માટે

શ્રીકૃષ્ન—સતભામા લક્ષ્મીજીને પુછે,
ધરીયા કાચબા રૂપ. અરજુન તેને રે માટે

અર્જુન—ત્રીજા અવતારે **વૈરાટ** રૂપ ધરીને,
ગગને વધાર્યાં સરીર. સ્વામી સેને રે માડે

શ્રીકૃષ્ન—દાઢ ગળામાં મેં તો પૃથ્વીરે રાખી,
સફળ કરેલાં શરીર. અરજુન તેને રે માટે

અર્જુન—ચોથે અવતારે **નરસીંહ** રૂપ ધરીને,
થંભમાં પુર્યો વાસ. સ્વામી સેને રે માટે

શ્રીકૃષ્ણ—નખ વધારી હરણ્યાકંસને માર્યો,
આપ્યાં પ્રેલાદને રાજ. અરજુન તેને રે માટે
અર્જુન—પાંચમે અવતારે **વામન** રૂપ ધરીને,
ગ્યાતા બળીને દ્વાર. સ્વામી સેને રે માટે
શ્રીકૃષ્ણ—સાડાત્રણ ડગલામાં પૃથ્વીરે માપી,
ચાંપ્યો બળીને પાતાળ. અરજુન તેને રે માટે
અર્જુન—છઠ્ઠા અવતારે **ફરષુરામ** ઓધરીયા,
ફરસી લીધી હાથ. સ્વામી સેને રે માટે
શ્રીકૃષ્ણ—નક્ષત્રી મેં તો પૃથ્વીરે કીધી,
આપ્યાં વીપ્રને રાજ. અરજુન તેને રે માટે
અર્જુન—સાતમા અવતારે **રઘુરામ** ઓધરીયાં,
સતની બાંધેલ પાર. સ્વામી સેને રે માટે
શ્રીકૃષ્ણ—રાજા રાવણને રણમાં રોયો,
આપ્યું વીભીક્ષણને રાજ. અરજુન તેને રે માટે
અર્જુન—આઠમે અવતારે નંદ ઘેર **કાન** ઓધરીયા,
ગોકુળ ચારેલી ગાય. સ્વામી સેને રે માટે
શ્રીકૃષ્ણ—માતપીતાનાં બંધન છોડયાં,
માર્યો કંસરે રાય. અરજુન તેને રે માટે
અર્જુન—નવમા અવતારે **બુદ્ધ્યારૂપ** ધરીને,
બેઠા ધ્યાનની માંય. સ્વામી સેને રે માટે

શ્રીકૃશ્ન—ગૌ બ્રાહ્મણુ સાધુ સંત પીડાયે,
તે ના લાવું મનમાંય. અરજુન તેને રે માટે
અર્જુન—દસમા અવતારે નકલંકી ઓધરસો,
કરસો એકાકાર. સ્વામી સેને રે માટે
શ્રીકૃશ્ન—પુન થકીરે અરજુન પાપ ઠેલાસે,
એ દસમો અવતાર. અરજુન તેને રે માટે
ગાય સીખે સુણે સાંભળેરે,
થશે એનો વૈકુંઠ વાસ. સ્વામી સેને રે માટે
નરસીંહના સ્વામી શામળારે,
સંતોને લડાવેલ લાડ. અરજુન તેને રે માટે



॥ શ્રી રણછોડજી નમઃ ॥

# શ્રી કૃષ્ણ કીર્તનમાળા.

## જીવનમુકત મહાત્મા શ્રી સર્યુદાસજીનું જીવન ચરીત્ર.

### ભાગ ૪ થો.

પાટડીમાં વસતા અમદાવાદી પરિખ સંજ્ઞાધારક કુલીન આ જીવનમુક્ત મહાત્માનો જન્મ થયો હતો. પરોપકાર દયા. દાન, ધર્મ અને મહાત્માઓ પ્રતિ તેમને બાલવયથીજ અસાધારણ પ્રીતિ હતી, તેને લઇને જોકે તેઓ સ્કુલમાં કાળજીપૂર્વક અભ્યાસ કરતા માલુમ પડતાનહિ તો પણ તેમનું જ્ઞાન ઘણું ઉંચા પ્રકારનું હતું. વિદ્યાભ્યાસ પુર્ણ કર્યો પછી તેમના વડીલોની ઇચ્છાનુસાર તેમણે વેપારી લાઇન લીધી હતી પરંતુ જેને સંસારસાગર અસાર હતો તે ત્યાં પણ સર્વ અસાર જ જોતા હતા, એટલે વિરાગી વૃત્તિથી તેમાં પણ તેમને પ્રીતિ થઇ નહીં. પોતાનો બને તેટલો સઘળો વખત તેઓ સંત સમાગમમાં વિતાવવા શોધી શોધીને મહાત્માઓની સાનિધ્યમાં જતા અને ત્યાંજ તેમની સાથેના સત્સંગમાં ખાનપાનનું ભાન રાખ્યા વિના બેસી રહેતા.

તેમની આવી પ્રવૃત્તિઓને લીધે તેમનું વ્યાવહારિક વર્તન તદ્દન ફીકું લાગતું હતું. તેમના બાળપણામાંજ જ્ઞાતિના રિવાજ પ્રમાણે લગ્ન થઈ ગયાં હતાં એટલે તેમને સંસારમાં તેમની મરજી વિરૂદ્ધ પાડવા પ્રયત્ન થયો હતો. તેમના ધર્મપત્ની પણ સાક્ષાત્ (મીરાં) નો પ્રત્યક્ષ અનુભવ કરાવે તેવા-એક મહાત્માના નામને દીપાવે તેવા હોવાથી, તેમને માથે નાખવામાં આવેલી સંસારની ઉપાધિ માત્ર નામનીજ હતી. બન્ને પતિપત્નિએ જીવનપર્યંત નૈષ્ઠિકબ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું. એ સાધ્વી બાઇ અલ્પ સમયમાંજ પ્રભુના ચરણકમળમાં પહોંચી ગયાં અને એક સિંહમાન મહાત્માની મર્યાદાની નામની વ્યવહારિક સં-ખલા—બેડી તુટી ગઈ. આવા વિષય પ્રસંગોમાં જેમ એક સાધારણ પુરૂષને મહાવિશાદ ( શોક ) થાય છે. તેમ તેમને ન થતાં ઉલટી પ્રભુની આવી ઈચ્છાથી તે મનમાં મલકાતા હતા. કુલીન વરનાં ઉપરા ઉપરી માગા થવા લાગ્યા એટલે તેમના વડીલોએ તેમને વીલા ન મૂકવા ( એકલા પડવા ન દેવા ) વિચાર કરવા માંડ્યો. તેઓ સઘ-ળાની આવી હિલચાલની ખબર પડતાંજ પોતે પીંજરામાથી મુક્ત થયેલ કેસરીની માફક અરણ્યમાં ચાલ્યા જવા વિચાર કર્યો. તેમણે પોતાના વડીલોને પોતાની ઈચ્છા જણાવ્યા સિવાયજ તીવ્ર વિરાગને લીધે, પોતાનું જન્મસ્થાન છોડયું અને યથેચ્છ વિચારવા લાગ્યા. તીર્થમાં અટન કરતા કરતાં અનેક મહાત્માઓના સત્સંગનો લાભ લેતા કેટલાક વખત પછી રાજનગર ( અમદાવાદ ) માં આવ્યા અને એક સ્વામીજી પાસે દીક્ષા લઇ તેમના શિષ્ય થયા. પુર્વ જન્મનો અપુર્ણ સંચીતને અનાયાસે ભોગવવા કોઈ યોગ ભ્રષ્ટયોગ મહાત્માનુ જેમ વિચારવું થાય. તેમ તેઓ પોતાની સઘળી પ્રવૃત્તિઓમાં રહેવા લાગ્યા.

પોતે બિલકુલ નિષ્કંચનપણે (દ્રવ્યને સ્પર્શ પણ કરતા નહિ) રહેતા હતા તોપણ તેમના પરોપકારી ગુણો આવી સ્થિતિમાં પણ પ્રકાશમાન હતા. તેમનો સદ્બોધ સાંભળવા આવનારા મુમુક્ષુજનો તેમના નામે નિત્ય નિયમીત રીતે તેમના આશ્રમસ્થાનપર પરમાર્થ કરતા હતા. અનેક અપંગ, સાધુસંત અને કોઇ પણ પ્રકારનો યાચક એ કલ્પવૃક્ષ સમાન મહાત્માના આશ્રમ સ્થાનપરથી અપૂર્ણ ઇચ્છાએ નિરાશ થઇ પાછો ફરતો નહિ. કલ્પવૃક્ષ જેમ પોતાનો આશ્રમ કરનારને ઇચ્છીત વસ્તુ આપે છે. તેમ તેઓશ્રી પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સુદ્ધાં તેનું સદાવ્રત બાંધી બેઠા હોય તેમ પ્રત્યક્ષ ભાન થતું હતું. બ્રહ્મજ્ઞાન રૂપ સર્વોત્તમ દાનનો તો ત્યાં નિશદિન અસ્ખલીત પ્રવાહ—મહાનંદ વણાંજ કરતો હતો, ત્યાં શું કમીના રહે ? અમદાવાદની વ્યવહાર લુપ્ત પ્રજાને તેમણે એવી ચેતાવી હતી કે, એક હલકામાં હલકા વર્ગથી ઉત્તમ વર્ગના સાધારણ તેમજ ગૃહસ્થો હજારોની સંખ્યામાં સૂર્યોદય પહેલા તેમના સદ્બોધનું પાન કરવા આશ્રમપર એકઠા થતા હતા, શાંતિનું તો ત્યાં સર્વાંશે સામ્રાજ્ય પ્રવર્તી રહેતું હતું, તેઓશ્રીનો સર્વ દેશી ઉપદેશ સહુને પરમ પ્રિય થઇ પડયો હતો. ખંડનમંડનનું તો નામ નિશાન હતુંજ નહિ, તેમની આવા પ્રકારની નિષ્પક્ષપાત અને સામાન્ય સ્નેહ દ્રષ્ટીથી કામ, ક્રોધ, લોભ, મોહ, અને મત્સર આદિના નાશનો પ્રત્યક્ષ અનુભવ થતો હતો, એ રીતે તદ્દન જીવનમૂક્ત દશાના આનંદમાં વિલસતા અને ભક્તજનોને વિલસાવતા તેઓ નિત્ય નિયમીત સદ્બોધ આપતા હતા. परोपकाराय सतां विभूतयाः સતપુરૂષોનું જીવન પરોપકારને માટેજ હોય છે. તેમ સંસારયાત્રા પરિપૂર્ણ કરી લગભગ સીત્તેર વર્ષની વયે **સં. ૧૯૬૮ ના કારતક વદ ત્રીજના દિવસે** ભક્તોને ક્ષણભર મોહવશ કરી દે-

ચ્છાનુસાર સ્થુલને પરહરી મોક્ષપદારૂઢ થયા. તેઓશ્રીના અગ્ની સ-સ્કારવેળા અમદાવાદ શહેરના તમામ હિંદુ સદ્ગૃહસ્થો વગેરેએ મળી લગભગ વીશ હજારની મોટી સંખ્યામાં ભાગ લીધો હતો, તેમના નિર્વાણ પછી હજારો રૂપીયાનો તેમના નામે તેમના અનુયા-યીઓએ ધર્માદા કર્યો. જ્ઞાનબળવડે ભકતોના અંધકારનો નાશ કર-રનાર સૂર્યસમાન મહાત્મા શ્રી સર્યુદાસજી કણબી જ્ઞાતિને અને તે-મને અનેક પેઢીઓને ઉજ્વલ કીર્તિ પમાડી સંસાર છોડી ગયાં. તેમનાં સગાં વ્હાલાં, જ્ઞાતિજનો અને તેમના દર્શન કરનાર સર્વનાં અહો ભાગ્ય છે. પરમકૃપાળુ પરમાત્મા કણબી જ્ઞાતિના ઉદ્ધાર માટે એવા સર્યુદાસજીનો જ્ઞાતિમાં વારંવાર પ્રાદુર્ભાવ કરાવે તેવી અમારી તે દિનબંધુ પ્રભુને નમ્ર વિનંતી છે. કુ. ક્ષ. ઉ.

## કીર્તન ૭૫ મું

પીયાણાને પહોંચ્યાંરે તેડાં તતબર થયાંરે,
હવે અમે જાશું અમારે દેશજો;
જેશ્રીકૃષ્ણ કહેજો રે જે કોઇ અમને ઓળખેરે;
જેને હોય ભક્તિ તણો ઉપદેશ. પીયાણાને.
કઇડવાની જ્ઞાતીમાં દીવો પ્રગટીયારે.
પ્રભુ પદને પામ્યા નીરધારજો;
વેર નથી વારયાંરે સહુની સાથે વહાલ છેરે;
નીરગુણ સીરગુણ કમીરાના નાથજો. પીયાણાને.
કહીએ સંવત દશ નવ ઓગણીરે,
વરસતો અડસઠનો કહેવાયજો;

**આસો** ઉતરતાં ને **કારતક** બેસતાંરે,
**શ્રીપક્ષ** તીથી **તીજને ગુરૂવારજો.** પીયાણુંને.
**બ્રહ્મ** મુરતમાં વૈમાન આવીયાં રે,
ગુરૂ હલમલ કરી બેઠા માંહુજો;
**સુદ ગુરૂવારના પહેલા પહોરમાં રે;**
હારે નામ **સરજુ** પધાર્યા સધામજો. પીયાણુંને.
હાંરે જીવ અધો તાર્યા ગુજરાતનારે;
પામ્યા સદ્ગુરૂનો પ્રતાપજો;
ભય ભવ ભાગ્યાં તે નામ નીરભય થયાંરે;
ટળી ગયા તનના ત્રીવીધી તાપજો. પીયાણુંને.
સગાંને સંબંધીરે તમે હળીમળી ચાલજો;
તો તો પામશો વૈકુંઠ ધામજો;
એણી પેર હરીજન તમને વીનવુંરે,
હરખે ગાયા દાસના **દાસજો.** પીયાણુંને.

## કીર્તન ૭૬ મું.

ચેત ચેત પ્રાણીયા નરકની વાટે જાવું,
નરકની વાટે જાવું પછી પડશે પ્રાણી પસ્તાવુંરે. ચેત.
રૂડી દેહ મનુષ્યની તું પામ્યો, ખુબ પૈસે ટકેથી તું જામ્યો;
ઘડી સતસંગમાં ન વીરામ્યો રે. ચેત.
સાધુ સંતને ન પ્રેમથી પોષ્યા, અન્ન વસ્ત્ર આપી ન સંતોષ્યા;
શેર લોટ નવ કોઇના જોખ્યા રે. ચેત.

શરમ મુકી અધમ તું ચાલ્યો, શુદ્ધ ધર્મનો ન મારગ ઝાલ્યો;
અહોનિસ અહંકારમાં મા:લ્યો રે. ચેત.
બોધ સદ્દગુરૂ સંતનો ન લાગ્યો, મુર્ખ માયાના મોહથી ન જાગ્યો;
ધક્કો ઓચીતો કાલનો વાગ્યો રે. ચેત.
હામ મનની તે રહી ગઈ છે મનમાં, કાળ આવી પોચ્ચોરે જોબનમાં;
સોડ તાણી સુતો જઈ વનમાં રે. ચેત.
દ્રવ્ય માલ છોડી ગયો તું ખાલી, કામ ન આવી ઠકરાઇ ડાલી;
જમ આગળ જુગતી ન ચાલી રે. ચેત.
દારા સુત વીત કામ કોઇ ન આવ્યા, તને વળાવી સૌ ઘેર આવ્યા;
તારા નામનાં જમણ ઉડાયાં રે. ચેત.
ધર્મરાય તને પુછશે ભાઇ, જન્મ ધરી કરી શી કમાઇ;
ત્યારે ઉત્તર સો આપસો ભાઇ રે. ચેત.
નરક દુઃખ સહ્યું નવ જાએ, મારે જમતે માર ન ખવાએ;
રોમ રોમ અતી વેદના થાએ રે. ચેત.
રામ રૂપ ભગવાનને ન જાણ્યાં, રંતો પરિબ્રહ્મ ન પીછાણ્યા;
પુર વેતાંમાં જાય છે તણાયા રે. ચેત.

## કીર્તન ૭૭ મુ.

રામ ગુણ ગાતાં મુરખ શરમાય છે,
જોને તેનું એળે જોબન વહી જાય છે. રામ
હરીજનો તાળી પાડીને ગાય છે,

મુરખો તો ભાણું ભરીને ખાય છે. રામ
હરીજનો જ્ઞાન ગંગામાં નહાય છે,
મુરખો તો પાપના પુરમાં તણાય છે. રામ
હરીજનો નીત્યે કથામાં જાય છે,
મુરખો તો અજ્ઞાની ઉંઘમાં તણાય છે. રામ
ભક્ત ભીખો રામના રંગમાં રંગાય છે,
મારે માથે સખીમણીની સહાય છે. રામ

## કીર્તન ૭૮ મું.

નવલ સ્નેહી ઘન સાંમલડો,
જાદુગારો ધુતારો કછુ કર ગયો રે. નવલ
દેખ દીવાની છેલ ગુમાની,
વનમાળી મુરત ઉરધાર ગયો રે. નવલ
જીવન પ્રાણ સુજાણ અમારો,
ભુવન ભુવન રસ ભરી ગયો રે. નવલ
કાંમણગારી છબી મતવાલી,
હરી દેત દીખાઇ ચીત હરી ગયો રે. નવલ
દહી વેચંત વંદ્રાવન જાતી,
મહીકી મટુકી મેરી ફોડ ગયો રે. નવલ
દાસ દમાકો પ્રાણ સનેહી,
વનમાળી મોરારી વશ કરી ગયો રે. નવલ

## કીર્તન ૭૯ મું.

હે...કનૈયા તેરા કાળો કેસે બ્યાહુ રાધે,
કાળો કાળો મત કર ગોવાલણુ, હે જગકો રખવાલો;
કાલીંદ્રીમેં કુદ પડેસે, બદન ભયો વાંકો કાળો. કેસે
મેરી રાધીકા એસી ગોરી, જેસો ચંદ્ર ઉજીયારો;
કૃષ્ન તેરો એસો કાળો, કેસે કરેગી મેરી રાધા પતી યારો. કેસે
ઘર ઘરકીઓ ગૌવા ચરાવે ઓઢે કાંમળો કાળો;
લુટ લુટદધી માંખણુ ખાવે, કેસે કરેગો મેરી રાધાકો ગુજારો. કેસે
બન્સીકી લટપટ સુણી ગોવાલણુ, બાળક બડો રસાલો;
તુલસી દાસકે સ્વામી સાંમળા,
સુન લીજે સ્વામી મજરો અમારો. કેસે

## કીર્તન ૮૦ મું.

આજરે વાગે વંદ્રાવન વાંસળી,
હાંરે સુણી જીવ ઘણો અકળાય રે. આજરે વાગે.
હાંરે સુણી માત તાત ભ્રાત સરવે મુકીઆ,
હાંરે મે તો મુકયો કુટુંબ પરીવાર સખી. આજરે
હાંરે સખી ગૌવાંનાં દોવન વીસારી,
હાંરે મે તો વાછરડા બાંધ્યા બાર સખી. આજરે
હાંરે સખી ઘીરે તાવીને રેડયાં છાશમાં,
હાંરે મે તો દુધમાં રેડયાં નીર સખી. આજરે

હાંરે સખી અવળા આભુશણ પહેરીઆં,
હાંરે મેં તો અવળાં ઓઢયાં ચીર સખી. આજરે
હાંરે સખી હાથની કાંકણી પાયમાં,
હાંરે પહેર્યાં પાય નેપુર કાન સખી. આજરે
હાંરે સખી કાજલ સમાયા વેણમાં,
હાંરે એની કાજલે સીદુર સમાયજો સખી. આજરે
હારે સખી વંદ્રાતે વનના ચોકમાં,
હાંરે મારે વાલે રચ્યો છે રાસ સખી. આજરે
હાંરે સખી માધવદાસની વિનતી,
હાંરે મારો દેજયો ચરણમાં વાસ સખી. આજરે

## કીર્તન ૮૧ મું.

રામ રામ રટોને જગમાં ડાહ્યાને શાણા
વગર નામનાં ભજન કાઢી શીદ વરસાવો પાણા રામ
રામ રસાયણ મીઠો મેવો, સકળ શાસ્ત્રનો સાર
ઉંચ નીચનો મેળ નહી ને રામ રટેથી પાર રામ
પાઠ પુજા યોગ્ય યજ્ઞતે, નામ સમાન ન આવે
હરતાં ફરતાં સુતાં બેસતાં; જો ઉભરો થઈ આવે રામ
જ્ઞાનવલ્કે કહ્યું ભારદ્વાજને, શીવ પારવતી રાણી
કાકભુસુંડીએ કહ્યું ગરૂડને નીરખે નામ બલહારી રામ



## કીર્તન ૮૨ મું.

કીરતન ભકિત દેરે છોગાળા, કિર્તન ભક્તિ દે.
ભકિતના પુરમાં તણાઈ જવા, ભકિતમાં શકિત છેરે છોગાળા. ૧
ભુલ્યો નથી રામને મુકી હું કાંમને તે પર નણાંદે
મનુષ્યા દેહિનો લાવો લેવાને ૨
ગર્ભવાસના કોલજ પાળવા, સાંમળા સંભારલેરે
જમની જમાનીનો દાવો ચુકાવા ૩
નવધા ભકિતમાં ચાહે તે ભકિત, આપીને દર્શન દેરે
**સવીતા** કહે નથી સાંસો થવાનો ૪

## કીર્તન ૮૩ મું.

દીવામાં દીવેલ ખુટયું હવે નથી વાર સુરખ મનમાં વીચાર
તું જાણે હું જથાવાળો પુત્રને પરીવાર,
માથા ઉપર મરણ ભમે કોપી રહ્યો કાળ. મુરખ.
તું જાણે હું સુરો થઈને બાંધુ છું તરવાર,
ઓચીંતીને આવશે જમ કેરી ધાડ. મુરખ.
જવાનીનું લટકુઆવ્યું દહાડા રહેશે ચાર,
મનમાં મસ્તાનો ફરે છોગાં મેલી ચાર. મુરખ.
ઉંચાં મંદીર માળીઆંને ગોખનો નહી પાર,
દેહીમાંથી પ્રાણ જાશે, કાઢો ઘરની બાર. મુરખ.
સ્વારથીયાં સર્વે સગાં કરે છે પોકાર,
અંતે જાવું એકલું, આ છોડીને ઘરબાર. મુરખ.

લીલા વાંસની ઠાઠડી, શ્રીફળ બાંધ્યાં ચાર,
ડાભની દોરીએ બાંધ્યો, ઉચકનારો ચાર. મુરખ.
મસાણમાં ચેહ ખડકી, છાતી ઉપર ભાર,
સોના વરણી દેહી, બાળે થઇ જાશે રાખ. મુરખ.
જમ રાજા નાંખશે તને, નરક મોઝાર,
સાચા ગુરૂ સેવ્યા વીના, કોણ કાઢે છે બહાર. મુરખ.
ક્યાંથી આવ્યો આતમા, તેનો કરોને વિચાર,
**રામ નામને** સેવતાં ઉતારે ભવપાર. મુરખ.

## કીર્તન ૮૪ મું.

(ચાબખા.)

હાટડીમાં કેમ રહેવાશે ભાઈ, તને રામની રજા થઈ;
બેસવા માટે હાટડી કીધી, ખુબી કીધી ચતુરાઈ
હુકમ આવે ત્યારે હાલવું પડશે, હાટડી સુની રહી. હાટડીમાં
નવ ગ્રહને ઢોલીએ બાંધ્યા, જરા એ મરણ નહી;
દશ મુસ્તકને વીશ ભુજાએ, રાવણ રહ્યા રોઇ. હાટડીમાં
ઉચાં મંદીર અજબ ઝરૂખા, તે પણ રહેશે નહી;
સાહેબ કહેવાતા છત્ર ધરાતા, તેની ધુડમાં સોડો થઇ. હાટડીમાં
ધર્મના કામમાં ઢીલ કરેને, સ્વાર્થે જાએ તણાઈ;
કહે **ચુનીલાલ** રામ ભજીલો, તો હાટડી અવીચળ રહી હાટડીમાં

## કીર્તન ૮૫ મું.

જ્યાં સુધી આત્મા અંગમાં છે, ત્યાં સુધી હરી હરી તું કહે
લીધા સરીખુ નામ હરીનું લઇ શકે તો લે ૧
હાલતાં હરીને ચાલતાં હરીને બેસતાં હરી તું કહે
સુતાં પહેલાં જે સમરણ કરે ભાઈ, તેની બોલો જયજય ૨
દીધા સરખુ દાન છે અંગનું દઈ શકે તો દે
આરે સંસારીઆં સર્વે ખોટાં, સાચી વસ્તુ લે ૩
એકતો પુન્ય બીજું હરી ભજન ભઇ, જીવડા સમજી લે ૪
એક દિવસ ઘેર વીત્રા વીવાને ઢોલ સરણાઈ વાગે
દૃષ્ટ પદારથ સરવે ખોટો આત્મા અખંડ છે ૫
કીડા થકી તે કુંજર લગણભાઇ, કાળ ચક્રનો ભય
કહે જીવણ એક એવો દીન આવશે, સ્મશાન સુખ લે. ૬

## કીર્તન ૮૬ મું.

રણછોડજીના રૂપમાં મન રંગાણું
લીલા તે કુંડળ કાને ધર્યા મહારાજ મન રંગાણું.
પીળાં પીતાંબર પહેરીઆં, મન.
હાંરે વળી ઓઢી ઉપરણી કેશરી. મન.
લીલો તે વાઘો અંગે ધર્યો, મન.
ચીળે પટકે બાંધી હરીએ કેડ. મન.
લેકે શીરપર કસબી પાઘ, મન.
જમણે હાથે છડી ધરી મહારાજ. મન.

ભાલ તીલક કેસરી તણા, મન.
હીલામણીનો બાંધ્યો છે સીરપર પેચ. મન.
બાંહે તે બાજુબંધ ધર્યા; મન.
કંઠે લીલા તુળશી કેરા હાર. મન.
કાંડે તે કડાં સાંકળાં, મન.
રત્ન મુદ્રિકા રાજતાં જમણે હાથ. મન.
અધરનો રંગ લાલ બન્યો, મન.
ગળે તે હાર ગુંજા તણા. મન.
બીજો શોભે હીમતણા શણગાર. મન.
ડાબી બાજુએ કટાર ધરી. મન.
તેના ઉપર બાંધી હરીએ ઢાલ. મન.
કંદોરો કેડે ધર્યો, મન.
પાવલીઆમાં ઝાંઝરનો ઝણકાર. મન.
નખશીખ સુધી શોભીતા શણગાર. મન.
શણગાર સર્વ સજ્યા હતા. મન.
એક પલમાં બે નવા ધર્યા. મન.
એક કમળ મસ્તકે ધર્યું. મન.
બીજું જમણે અંગુઠે નંદલાલ. મન.
છબી છબીલા લાલની મન. મન.
**પ્રીતમ તમારા ચરણ કમળને ચાય. મન રંગાણું.**

## કીર્તન ૮૭ મું.

ભજન બનત નહી મનવા છેલાનીયાં
અચ્છા અચ્છા ખાના ચહીએ ઓર ઠંડા પાનીઆં
ચાવનેકું પાન ચહીએ ઓર પીક દાનીઆં (ભજન)
સોનેકુ સેજ ચહીયે અચ્છી સી ગાદીયાં
પુતતો સપુત ચહીએ કુલકી નીશાનીઆં (ભજન)
હીરા ચહીએ મોતી ચહીએ ઓર હીરાકી ખાંનીઆં
હાથી ચહીએ ઘોડા ચહીએ તંબુ અસમાનીઆં (ભજન)
કિલ્લાતો અખુટ ચહીએ તોપ ધુળધાનીઆ
કહેત કબીરા સુનો ભાઈ સંતો લોભે લલચાનીઆ (ભજન)

## કીર્તન ૮૮ મું.

મારાવાલા તણા વનમાં વાગે રૂડી વાંસલડી
હું તો ઘેલી ફરૂં છું ઘરમાંહ કોને દીધી શાંકલડી
જુમનાંના જળ ભરવાને ગઇતી
ઘડો ઉઢાણી ઘેર રે. વાગે.
ગળણું વીસારી નીર ગળવાને બેઠી,
એલડીની સુધ નવ આણી રે વાગે.
દુણી વના ગૌ દોવાને બેઠી,
સાડી ભીંજાણી તે નવ જાણીરે. વાગે.
વાછરૂં વરાસે ઘરમાં પેઠી,
બાળક બાંધ્યાં તાણી રે. વાગે.

તાતાંથી સાકરમાં ભેળ્યાં,
દુધમાં રેડયાં પાણીરે. વાગે.
નેતરૂ લઇ નાવલીઓ બાંધ્યો,
ઘરનો થાંભલો જાણી રે. વાગે.
ભોજન કરતાં ભાન હું ભૂલી,
મોદક મરચાં ભેળી રે. વાગે.
સાકર લઇને શાક વધાર્યાં,
સુંઠ સેવૈયામાં શેળી રે. વાગે.
રાત અંધારી સેરી સાંકડી,
વંદ્રાવન મોઝાર રે. વાગે.
ભલે મળ્યા મેતા **નરસીના** સ્વામી,
ઉતર્યાં ભવપાર. વાગે.

## કીર્તન ૮૯ મું.

મોસમ કવન કુટીલ ખલકામી
કવન કુટીલ ખલ કામી ૧
તુમસેં કયામે છુપાવુ કરૂણાનીધી
તુમ ઉર અંતરયામી ૨
ભરી ભરી ઉદર વીશય રસ પીવત
જેસે સુક્ર ગ્રામી ૩
જેહી તન દીઓ તેહી વીસરાયો
એસો મેં નીમકહરામી ૪

જયાં સતસગ ત્યાં અતિઆળસ
પ્રીસીયન સંગ વીસરામી ૫
શ્રી હરી ચરણે છાંડી અવરકી
નીશદીન કરત ગુલ્લામી ૬
પાપી પતીત અધમપર નીંદક
સબ પામયનમેં નામી ૭
કીજે કૃપા દાસ તુળસીપર
સુણ લીજે શ્રીપતી સ્વામી ૮

## કીર્તન ૯૦ મું.

ભજ મન રામ ચરણુ સુખદાઇ જીન ચરનજસેં નીકરી સુરસરી
શંકર જટા ચડાઈ જટા શંકરી નામ ધર્યો હે
ત્રીભુવન તારણુ આઇ (૧)
જીન ચરણુકી ચરણ પાદુકા ભરત રહે લવલાઇ
સો કેવઠ કઠરીમેં ધોઈ લીનો તબ હરી નાવ ચલાઈ (૨)
દંડક વન પ્રભુ પાવન કીનો રૂપીયન ત્રાસ મીટાઇ
સો ઠાકર તીન લોકકુ સ્વામી કપટ મૃગ સંગ ધાઈ (૩)
કપટ સુગ્રીવ બંધુ ભયે વ્યાકુલ તા શીર છત્ર ફીરાઇ
રીપુકે અર્જુજ વીભીષણુ ભેટે પરસન લંકાં પાઇ (૪)
શીવ સનકાદીક આદી બ્રહ્માદીક નીગમ નેતિ સમગાઇ
તુલસીદાસ મારૂત સુત મહીમા હરી અપને મુખ ગાઇ (૫)

## કીર્તન ૯૧ મું.

લછમન ધીમે ચલો મેં તો હારી (૨)
ચાલ ચલત મેરી પઈયાં દુખત હે
ધુપ પડે શીર ભારી ઓ ભૈયા (લછમન)
એક તો ભારે પાઉંકી પેંજનીઆં
દુજે શરીર કો ભારી હો ભૈયા (લછમન)
થોડાશો વિલંબ કરો સરયુપે
બીનતી મારી સ્વીકારી હો ભૈયા (લછમન)
આગ લગો તેરી અયોધ્યા પુરીકો
લછમન જંગલ કાઢી (લછમન)
તુલસીદાસ પ્રભુ તુમારે મીલનકું
સોચત જનક દુલારી હો ભૈયા (લછમન)

## કીર્તન ૯૨ મું.

વારીજાઉં બંસીકે બજૈયા કનૈયા,
બજૈયાં કનૈયાં બજૈયા કનૈયા વારીજાઉં
જીણુ સ્વરે પાયે નેપુર વાગે, મોર મુગટકે શીર ધરૈયા વારીજાઉં
મથુરામાં જન્મ ધલીઓ ગોકુળમાં વાસ કીયો
ટચલી અંગુસ્ટ ગીરીરાજ કે ધરૈયા વારીજાઉં
હાથમેં મોરલીઆં ખાધ મેં લકુટીઆં,
કાળી કાંમળકે ઓઢીઆં છેલૈયાં વારીજાઉં

કાલી દ્રકે તીરે ધેનું ચરાવે,
શામસુંદીર કાળીનાગ નથણીઆં વારીજાઉં
**સુરદાસ** મદનમોહન પ્રાણકે સ્નેહી
ખમા ખમા બલરામજીકે ભૈયા વારીજાઉં

## કીર્તન ૯૩ મું.

કૃષ્ણ રામા રામા રામા હરે રામા રાયા રધુમાઇ કૃષ્ણ
હરે નામ ગેઉન કરે ધંધા ત્યાંલા સમાધી તે સદા કૃષ્ણ
હરે નામ ગેઉના પાયે ચલે ત્યાંલા યજ્ઞ પાહુલે પાહુલે કૃષ્ણ
હરે નામ ગેઉના ગ્રાસોગ્રાસ હાંરે તેતો જે વલા અપવાસી કૃષ્ણ

## કીર્તન ૯૪ મું.

માવા મને એકવાર દ્વારીકાં દેખાડ કોડીલા કાનજો.
રહી ન શકું તમ વીના
એકવાર ગોમતીમાં આવો જસોદાના કાનજો.
રહી ન શકું તમ વીના
મહેલ ઉંચા દ્વારીકાંનાજી જી
આથમણે દરબારજો
વચમાં ગંગા ગોમતીમાં થાય છે નાટારંગજો
રહી ન શકું તમ વીના એકવાર
સોળસે સ્થંભ દ્વારીકાંનાજી જી
દેરાનો નહિ પારજો
સોળસે ગોપીને કારણ વાલા (૨)

તોળીયો ગીરીરાજ જો એકવાર
સામે તીરે બેનું બજાવેજી જી
ગાયોની ધમસાણ જો
મોરલીએ મારૂં મન હરી લીધું
તારી બંસી કામણગારજો એકવાર
માવો માવો સઉ કહેજી જી
માવો મારો શાંમળો
ભાનું પ્રતાપે ભણે રતનદાસ
સામળો દીનોનાથ જો એકવાર

## કીર્તન ૯૫ મું.

આવો આવો સજન સૌ આવો
ગાવો ગાવો ગોવિંદ ગુણ ગાવો આવો
લાભ માની લલનામાં લ્યોછો ફુડા લાવો
માત તાત ભ્રાત અંતે કોણ છે બતાવો (૩) આવો
દીનમાં દસવાર મોત કરે દાવો
ગયો કાળ ફરી ના આવે બાપુતે બચાવો (૩) આવો
રંક પ્રાણીઓને કદી સેજ ના સતાવો
સાધુ સંત દેખી શીર દુરથી નમાવો (૩) આવો
જમવાનું હોય ત્યાં તો દોડયા દોડયા જાઓ.
અમીધર ભજન માંહી શીદને સરમાવો આવો

## કીર્તન ૯૬ મું.

રામ રટયા જેને રીતમાંરે જયશ્રીકૃષ્ણ
તે પ્રભુજનને છે પ્રીતમાં રે જય
ધન એ દ્વારને રે ધન નર નારને રે
હરીનું ચીતવન કર્યું હિતમાંરે જય
ધન એના કર્મને ને રે ધન એના ધર્મને રે
જીત્યો એ જગ ઝગડાની જીતમાં રે જય
ધન એની માતનેરે ધન એના તાતનેરે
અમીધર ગીરધર ગાય ગીતણું રે જય

---

## કીર્તન ૯૭ મું.

સનમુખ ઉભા સામળીઆ સે બોલો નહીરે
વહાલા સો અપરાધ અમારો
જીવણ જાણ્યો સે બોલો નહી સનમુખ ઉભા
વહાલા અનેક ભગત ઓધારીઆ સે બોલો નહી
વહાલા ચરણ સરણ જે આવે છે સે બોલો નહી
વહાલા તેના તમે બંધન નાખો કાપી સે બોલો સનમુખ
વહાલા જાત ભાત જોતા નથી સેં બોલો નહી
વહાલા કરમાને કયાં કરણી હતી સેં બોલો નહી
વહાલા તેની ખીચડી ખાધી નંદના લાલા સેં બોલો સનમુખ
વહાલા સુદામાને કયાં ધન હતું સેં બોલો નહી

વહાલા સવરીબાઇનાં ખાધાં એઠાં બોરાં સે બોલો નહી
વહાલા વીદ્યા કયારે ભણ્યો હતો ગજરાજ સેં બોલો સનમુખ
વહાલા ચોખા મેલાને કયાં આચાર હતો સેં બોલો નહી
તેના તાણ્યાં મુએલા તમે ઢોર સેં બોલો નહી
વહાલા દાસ **પ્રીતમે** શરણું લીધું મહારાજ સેં બોલો નહી
વહાલા સનમુખ

## કીર્તન ૯૮ મું.

એવો અપરાધી કોણુ છેરે જેને ભજન ન ભાવે
ભક્તિ મુકીને ભુતળ ભાર વહે છે,
જેમ ગધ્ધા ઉપર ગુણુ છે રે જેને ભજન
આવા હરી જોઇ જેનાં નયણું ના હરખ્યાં,
અરે તેના લોચનમાં રઇને લુણુ છે રે જેને ભજન
આવા હરી જોઇ જેનાં હેડાં ના હરખ્યાં
એના ઉજડ આઠે પહોર છે રે જેને ભજન
મારૂં મારૂં કરતોને મમતામાં ફરતો
એને મરવું તે નીરધાર છે રે જેને ભજન
**પ્રીતમ** પ્રભુજીનું ભજન કરી લ્યો
તે ઠરવાનો ઠામ છે રે જેને ભજન

## પદ ૯૯ મું.

( શ્યામ મંડળે ગાયેલો ગરબો ) રાગ—શરદ પૂનમની.

રસિયા વ્રજ વીસારી વસિયા દૂર તમે જઇ વ્રજરાજ,
ક્યારે આવશો ? વ્રજરાજ.
માધવ જઇ ફસિયા શું અન્ય સ્ત્રિની પ્રીતી મહીં વ્રજરાજ;
દુઃખ ખમતી અબળાને ભમતી મેલીને અહીં વ્રજરાજ. ક્યારે.
સાખી—નજીકમાં રે શ્યામળા, છતાં ન આવી શકાય;
ગામડીઆનું મન ડરે, શેરે કેમ અવાય;
મોટાં મોટાં મંદિર મ્હેલે પેસાએ નહીં, વ્રજરાજ;
અમ રાંકોને વાંક વિના કોઈ અપમાને તહીં, વ્રજરાજ. ક્યારે.
સાખી—જંગલિ જટ જેવાં અમે, રંક લોક આહીર;
રાજા મ્હેલે પેસવા, શું કરીએ તદબીર;
આયુધ ધારી ક્ષત્રી પ્રતિહારીથી હેબકી વ્રજરાજ;
આયુષ ખુટયા વિણુ ગત પ્રાણુ સહુ થઇએ નકી વ્રજરાજ. ક્યારે.
સાખી—બ્હાના વિણુ ઘર છોડીને, કેમ અવાયે બ્હાર;
સંસારીના મારનો, કરો પ્રભુ વીચાર;
તમને અહીં આવ્યે નહીં, બાધ દિસે અમને કંઇ વ્રજરાજ;
માત પિતાને મળવા આવી વ્રજ જાઓ રહી વ્રજરાય. ક્યારે.
સાખી—ગરજવાન ઘેલાં અમે, નથી કશી મગદૂર;
ખુશી થજો મરીએ જદા, હે રંગીલા કૂર;
આંખો તમ માટે રોઇ રોઈ થઇ આંધળી વ્રજરાજ;
નહી આવોતો જીવડો જશે ટળવળી નીકળી વ્રજરાજ. ક્યારે.



# શ્રી કૃશ્ન કીર્તનમાળા.

## ભાગ ૫ મો.

### અથ શ્રી ગર્ભજ્ઞાન પ્રારંભ.

( કથા પ્રસંગ )

સ્તુતી. રાગ ( લલીત. )



પધારો પ્રાણ જીવન, હું પાવલે પડયો;
શ્રી રામકૃશ્ન નામનો તો, આશરો જડયો.
ન માત તાત ભ્રાત વાત, અંતે કયાં કહું;
સગાં સંબંધીઓ સ્વાર્થી સૌ, સ્વામી કયાં જઉં;
તમામ વીતેલી કહુંતો, વાર થાય છે;

આ કૃશ્ન મંડળમાં પધારો, એમ ચ્હાય છે.
તમારે બાને બાપજી સૌ, પાપ જો ટળે;
તો ઠીક નહિતો ભવ સીંદુમાં, ભુંડી વલે.
જે આવી આપ આશરે, ભજન કરે હરિ;
અશ્રદ્ધાળુ હોયતો, શ્રદ્ધાળુ દો કરી.
આ પત્ર પુષ્પ ભેટતે, પ્રસાદીનાં કરો;
આ કરીએ કાલાવાલા તે, ઉરમાં ધરો.
કરજોડીને રામદાસ આસરો લહે;
રાખો આપ સરણે, એમતે ચહે.

રણુછોડરાયની જય, દ્વારકાંધીસકી જય, રામચંદ્રદેવકી જય,
સતગુરૂદેવકી જય, સ્વામીજી મહારાજકી જય,
બોલોશ્રી રામાનુંજ સ્વામીની જય.

વકતા. ( રાગ–વણુજારો. )

(રામા ભજો (૨) ભાઇ હરી ભજો વીણુ જનમ ગુમાવી. ટેક.)
અરે મુંઢમન પાંમર પ્રાણી, ગુરૂ ગોવીંદની કદર ન જાણી.
જેણે જગ્ત આણુંદરો કીનો, વાંકો નામ ઘડી નહી લીનોરે. રામા.
પરમારથ ચીન્યો નહી પાપી, જેને દેહ અમુલખ આપીરે. રામા.
જતન કરી જઠરામાં રાખ્યો, ઉપર અમર પછેડો નાંખ્યોરે. રામા.
અમૃત અહાર દીયો અવીનાસી, નખ સીખ રૂપ કીયો પ્રકાસીરે. રામા.
નૈન નાનીકા શ્રવણુ બનાયે, હાથ પાંવ સુંદર છબીલાયેરે. રામા.
રસના રસીક બની બહુ તોરી, કાયા કરી કંચન સમતોરીરે. રામા.
નાથે રક્ષા કરી નવ માસા, કરડે કીટન કરડી વાસારે. રામા.
પીડા બહોત ભઇ જબ પ્રાંણી, અંતર પ્રીત રામસું આણીરે. રામા.
ગર્ભ ગ્નાન ઘટ ભીતર દીનો, તબ સાહેબકો સુમરન ચીન્યોરે. રામા.

## ગર્ભવાસમાં પડેલા પ્રાંણીની અરજ.

( સઉથી સાચો રાધા વરનો આસરો,
જેને ભજેથી નીશ્ચે ઉતરે પારજો. ) સઉથી ટેક.

અરે નાથ ઉગારો મોહી રામજી,
નીમીત ભજન ભુલું નહી તોહી ધનસાંમજી. સઉથી.
કરૂં વીનંતી કરૂણા કીજે રામજી,
ઈતની બાર ઉગારી લીજે ધનસાંમજી. સઉથી.
ઘડી ઘડીકા ગુના અમારા રામજી,
સો તુમ બક્ષો સરજનહારા ધનસાંમજી. સઉથી.

### ગર્ભવાસના કોલકરાર.

કુડ કપટતો કરૂં નહી કાંઈ રામજી,
શ્વાસઉશ્વાસ સંભાળુ સ્યામ ધનસાંમજી. સઉથી.
પરનીંદા પરધન પરદારા રામજી,
ઉનકો સંગતજુ સંસારા ધનસાંમજી. સઉથી.
જો છુટું તો હરી ગુણ ગાઉ રામજી,
કરૂં ભજન ગર્ભ વાસ ન આવું ધનસાંમજી. સઉથી.

### પ્રભુની રહેમ.

અરજ સુણી જબ અંતરજાંમી રામજી,
સંકટ સબહી દીયો નીવારી ધનસાંમજી. સઉથી.

### સંસારની માયા.

( અરે ભુલ્યો તું મુરખ ગમાર, પ્રભુનું નાંમ ભુલી ગયોરે
ફટ ફટ ફટ તનેરે નાદાન–પ્રભુનું ટેક–એ રાગ. )

ભુખ ગઈ જબ બારહો આયો પ્રભુનું
બહોળા હોત પ્રાંણી પસ્તાયો પ્રભુનું અરે

જ્ઞાન ધીરજ હીરદેસે ખોયા — પ્રભુનું
જ્ઞાન ગયા તબ બાળક રોયા — પ્રભુનું અરે
સંસારનકી લાગી માયા — પ્રભુનું
ખબર નહી મેં કયાંસે આયા — પ્રભુનું અરે
માત તાત મીલી લાડ લડાવે — પ્રભુનું
સગાં સ્નેહી દેખનકું આયે — પ્રભુનું અરે
રાગ–(માયા નટડીયે ખેલ રચાયોરે, જીવને છેતરવા (૨) ટેક.
જતન કરીને બહોત ઝુલાવેરે — જીવને
માયા દેખીને મન મકલાવેરે — જીવને
નેહે નીરખેને નીત નવરાવેરે — જીવને
રામ નામ બીન ઓર સીખલાવેરે — જીવને
જેમ દોરે તે રસ્તે જાઇરે — જીવને
બાલક ખેલ બનાવે તાંહી — જીવને
ભયે ૨૨સ જબ દસ બારારે — જીવને
ભ્રાત બન્યો તબ બઢયો અંકારારે — જીવને
જોબન કેફ ભયો મદ ભારીરે — જીવને
તબલાયોરે સુંદર નારીરે — જીવને

## વીસય વાસનામાં મસ્તાન બનેલો પ્રાંણી.

રાગ–દીડી.

વનીતા સંગ રંગ બહુરે લે, કૃષ્ણ કથા કદી મુખે નહી તે લેવે
હરીજન દેખી હાંસીઓ કરાવે, તીલક તુલસી કબહુ નહી ભાવે
રામ ભજન કદી મુખસે ન ગાવે, સતસંગતમાં કબહુ ન જાવે
પેટ ભરે તેજયુ પશુની સમાના. સુક ભોગ ભોગવે જેમ નાના

અલ્પ સુખ સુધી કરેહી આનંદા, જુઠા લોભ ઓર જુઠા કરે ધંધા
ખુબી ખેલ કરનેકી બહુ આવે, સુપનેમાં કુદી રઘુનાથ ન ભાવે
જુઠી રચી જગ્ત કેરી બાજી, રંગ પતંગ દેખીકન ભયો રાજી

## સાઠીએ અક્કલ નાઠી.

(ચેત ચેત પ્રાંણીયા નરકની વાટે જાસો,
નરકની વાટે જાસો પ્રાણી તમે ઘણા પસ્તાસોરે) ચેત—એ રાગ.

પરમારથ કોડી ન દેવે
નારાયણુકો નામ નવ લેવે રે ચેત ૧
ભયો સાઠ સીતેર જબ લાગી
તોય વીસીયા તરસ ન ભાગી રે ચેત ૨
પલટે કેસરાપે તરે આઈ
ડરે નહી કરે નીચ કમાઇ રે ચેત ૩
ભરી જાજરી જબહી કાયા
તોયે મીટે ન મનકી માયા રે ચેત ૪
ઝર નાસીકા નયન ન સુજે
ઘરે ધીરજ ન થરથર ધ્રુજે રે ચેત ૫
હાથ પગ જરી નવ હાલે
પડે આખડી લાકડી ઝાલે રે ચેત ૬
એસી ભઇ અવસ્તા તનકી
તોયે મીટે ન માયા મનકી રે ચેત ૭
સીર પર સુભ રહે દુખ દાઇ
કાલ કર્મ દોઉ રહે છુપાઇ રે ચેત ૮

## યમદુતનું આવા ગમન.

( મારો મારો મારો મુરખને માર મારીને હવે ઠેર કરોરે
એને તોડી નાખ્યા સરવે કરાર ) મારીને–એ રાગ.

અવધ ભઇ જમ દોરી આયા — મારીને હવે
કંઠે ઘાલી પ્રાંણીકુ લાયા — મારીને હવે



## યમરાજનો સવાલ.

કયું ગભરૂ તું ગાફલ ફીરતા — મારીને હવે
હરીકા નામ રૂદે નહી ધરતા — મારીને હવે

## યમરાજનો હુકમ અને મોરચાના માર.

જમડા જબરા મુદ્દત મારે — મારીને હવે
નાથં બીના કોણ તાપ નીવારે — મારીને હવે

કાયા મંદીરમાં મુકે ઠોસા મારીને હવે
રતન પદારથ જનમ વીગોયા મારીને હવે
ભરત ખંડ જે મોક્ષની ભોમી મારીને હવે
પામે ઉત્તમ નરકી દેહી મારીને હવે
સો સમજવા નહી ઈસ વેરા મારીને હવે
કેસે ગુના નીવારૂં તેરા મારીને હવે
જમદૂતોએ બહુ દુખ દીના મારીને હવે
બાંધ પકડ ધર્મ ધ્વારેલીના મારીને હવે

## ધર્મરાજાની સભા.

( કનૈયા તોરી બજ રહી બાંસલીયાં—એ રાગ. )

(ધીક (૩) તું નીચ ગમાર હરી ભજે બીન કેસે ઉતરેગા પાર) એ રાગ.



ધરમ રાયકે આગે લાયે (૨)
પૂછ્યા પ્રાંણી કયા કમાએ. ધીક (૩)
પાપ પુન્યકા કયા બીચારા (૨)
પુન્ય નહી ને પાપ અંબારા. ધીક (૩)

## ચોરાસીનું ચક્કર.

કહા દુતકું વીલંબ ન કીજે (૨)
દીર્ઘ દંડ પ્રાણીકુ દીજે. ધીક (૩)



મેરે મુખ આગે મતી રાખો (૨)
ભુમી પાક નરકમાં નાંખો ધીક (૩)
રોમે રોમે વીંછી તન તોડે (૨)
કુબુદ્ધી નરકસે કોઇ ન છોડે ધીક (૩)

નરક ભોગવી બહારહી કાઢો (૨)
પસુ પંખી અવતાર પમાડો ધીક (૩)
દીનમેં જન્મ ધરે દસવીસા (૨)
અનંત તનમેં ડાલો સીસા ધીક (૩)

## ચોરાસીના ચક્કરમાંથી ઉગરવાનો ઉપાય.

પુન રૂપી જનમ મરણુ અવતારા જય શ્રી રામા
ભક્તી બીના નહી નીસ્તારા ,,
ભક્તી કરો તો ભવ દુખ ભાગે ,,
દીન કર નંદન દાન ન માગે ,,

## સદગુરૂનો આશ્રય.

નામ વીના શુભ કામ ન હોઈ ,,
સંત વીના પતા ન કયાંઇ ,,
પતીત પાવન ગુરૂ ગોવીંદા ,,
ઉનકે સંગ સદા આનંદા ,
કહે **પ્રીતમ** ગુરૂ પરમ ઉપકારી ,,
દીના દાન મોહી લીયા ઉગારી ,,
સીખે સુને સમજ કર ગાવે ,,
સો કદી ગર્ભવાસ ન આવે ,,



## શ્રી રતનપર શ્યામ મંડળના મહારાજશ્રી દુધાધારી સ્વર્ગવાસ સીધાવ્યા તે વખતે ગાયેલું

### ભજન ૧૦૦ મું.

( પીયાણાને પોચ્યાને તેડાં તતપર થયાં રે ) એ રાગ.

વખતતો આવ્યો ને વળીયા દેસમાં રે
હાંરે મારા સદ્દગુરૂ સીધાવ્યા સ્વધામ જો — વખતતો

જયરામ કેજો રે સરવે સાથને રે
જેને હોય રામનામ પર વીસ્વાસ રે — વખતતો

**ઓગણી પંચોતેર અસાડમાં રે**
થઇ સુદ્ધ સ્વર્ગ તણી **બુધવાર જો** — વખતતો

**અસાડવદ એકાદસી** દનમાં રે
ગૌપદ ટાંણે **સં**ધ્યાકાર જો — વખતતો

તેવા ટાણે વૈમાન આવીયાં રે
ગુરૂ મારા પ્રેમે બેઠા માંહી જો — વખતતો

ફુલહાર ગુરૂને પેરાવીયા રે
પ્રેમે સરવે લાગ્યા પાય જો — વખતતો

રતનપરને રામનામ ઓળખાવીયું રે
ગુણલા **રામદાસ** ત્યાં ગાય જો — વખતતો

# થાળ.

જીવણુ આવો જમવાને અમશું રંગ ભેર રમવાને
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા

ભાત કમોદનો કીધો છે ઘીનો દોરો દીધો છે ઓ અલબેલા
કઢી વડીમેં કીધી છે દાળમાં આટણુ કીધી છે ,,
ઘેબર જલેબી લાડુ છે જમવાનું બહુ સારૂં છે ,,
પાપડ પતાસાંને લાડુ છે જમવાનું બહુ સારૂં છે ,,
ખાંડને ટોપરૂ સારૂ છે તુળશીપત્ર પ્યારૂ છે ,,
જળ જુમનાંની ઝાળી છે આચમન મંગળ કારી છે ,,
બીડલાં આપુ વાળીને લ્યો **પ્રીતમ** બલહારીને ,,

**થાળ,**

જમો તો જમાડુ રે જીવણુ મારા, હરી રંગમાં રમાડુ રે જીવણુ મારા.
વાલાજી મારા થાળ સોનાનો મંગાવું, મોતીડે વધાવું રે જીવણુ મારા.
વાલાજી મરા ઘેબર, જલેબીને લાડુ, જમોતો થાળ કાઢુ રે જીવણુ મારા.
વાલાજી મારા ગવરીનાં દુધ મંગાવું, માંહી સાકર નંખાવુંરે જીવણુ મારા.
વાલાજી મારા દુધ કઢેલાં ભાત, આવીને જમો ખાંતે રે જીવણુ મારા.
વાલાજી મારા પાપડ પતાસાંને પુરી, જમોતો ગળી મોરી રે જીવણુ મારા.
વાલાજી મારા તુવેરની દાળ ચઢી ભારી, મેં હાલ વધારી રે જીવણુ મારા.
વાલાજી મારા કઢી કરી બહુ સારી, જમોને ગીરધારી રે જીવણુ મારા.
વાલાજી મારા આદાં કેરીનાં અથાણું, છે વાલને વટાણુ રે જીવણુ મારા.
વાભાજી મારા જેરે જોઇએ તે માગી લેજો, ખારૂં મોળુ કેજોરે જીવણુ મારા.
વાલાજી મારા જળ જુમનાંની ઝારી, ઉભાં છે બ્રમ ચાહી રે જીવણુ મારા.
વાલાજી મારા લવિંગ સોપારી તજ તાજાં, પાન બીડાં ઝાઝા રે જી. મારા.
વાલાજી મારા પ્રેમાનંદના સ્વામી, છો અંતર જામી રે જીવણુ મારા.

# આરતી.

જય રાધા રમણા પ્રભુ જય રાધા રમણા;
કુંજ બીહારી દયાળુ (૨) જન પાતક હરતા જય રાધા.
શ્રી રણછોડ રાયા, મોહન વનમાળી, પ્રભુ૦
મન મંદીરમાં વસીયા (૨) વસનાં સુખકારી જય રાધા.
ગોવરધન તોળ્યો, ગોકુળને તારી. પ્રભુ૦
ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી જય રાધા.
કમળ નયન શ્રીપતી, પુરસોતમ પ્યારા, પ્રભુ૦
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીઆળા જય રાધા.
શસ્ત્ર કૃષ્ણ રાજો, ત્રીભોવન ત્રીપુરારી, પ્રભુ૦
શ્રી ધારી મોરારી (૨) જય મોરલી વાળા. જય રાધા.

## સીતા-રામની આરતી.

જય સીતા રામા પ્રભુ જય સીતા રામ
લછમન રામ દુલારા (૨) જય કૌસલ બાળા જય સીતારામા
વીશ્વામીત્ર કી સંગ જનકપુર જાઈ રામા
જાકર ધનુષ્યકું તોડા (૨) બ્યાએ સીતામાઇ જય
પીતુ કે આજ્ઞા કાજ રામ ચલે બનમે રામા
સંગમે લછમન ભૈઆ (૨) ઓર સીતા સંગમેં જય
અહલ્યા સવરી ગીધ આપે મોક્ષ દીઓ રામા
કૃપા કરી રઘુવરને (૨) ગીધકો શ્રાદ્ધ કીઓ જય
પંચવટીમાં રામ પ્રેમ થકી ઠેરી રામા
જોગી બેસે દસાનંદ (૨) જાનકીકું હેરી જય

લંકપતીકું માર  સીતાકું લાએ   રામા
વીભીક્ષણકું તીલકકર (૨)  હનુમંત સંગલાએ   જય
પુસ્પ વૈમાન માંહી  બેઠે સૌ ભૈયા   રામા
ભેટ ભરતકી કીના  (૨)  ભેટે કૌસલ્લ મૈયા   જય
સીતારામકી સાથ  જે કોઈ પ્રેમ લાવે   રામા
**રામદાસ** કહે પ્રીતે (૨)  સો ભવ તરજાવે   જય

શ્લોક

ગાવો સીતારામ સ્નેહ લાવી પ્રેમે ભજો રામને
નીતે જપવા નામ તેનું મુકો કપટ કામને
માયા મોહને વેર સર્વે તજીને સ્નેહે ભજો સ્યામને
ચાહે કૃસ્ન મંડલ રામ પ્રીતે આવે સદા કામને

---

સંસારના સુખ ધામમાં  વિશ્રામ છે ઘડી ચારનો
ઉંચો ન આવ્યો  કામથી  આરામના પળવારનો
આળશ તજી તું લે સજી તજી તંત આ સંસારનો
જાતું જરૂર  પડશે  તુને ડંકો  થતા દરબારનો.

---

## સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવકંજ લોચન  કંજ  મુખ  કર કંજ પદ  કંજારૂણં.
કંદર્પ અગણિત અમિત, છબિ નવનિલ નીરદ સુંદરણં,
પટ પીત માનહુ તડિત રૂચિ શુચિ નૌમિ જનક સુતાવં,

શિર કિરિટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભુશણું,
આજાનુભુજ શર ચાપધર સંગ્રામ જિત ખર દુષણું,
ભજો દીન બંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદ કંદ કૌશલ ચંદ દશરથ નંદનં.
ઇતિ વદીત **તુલસીદાસ** શંકર શેષ મુની મન રંજનં,
મમ હૃદય કુંજ નિવાસ કરૂ કામાદિ ખલ દલ ભંજનં.

# ધુનો.

૧ હરે રામા રામા રામા રામા
૨ વીઠલ વીઠલ વીઠલા હરી હો વીઠલા.
માઈ બાપા વીઠલા હરી ઓ વીઠલા
૩ રઘુવતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતા રામ
૪ ભજલે પ્યારે ભજલે રામ, ગંગા તુલસી સારંગરામ
૫ ભજો રણછોડરાય ભજો રણછોડરાય, દ્વારકાંથી આવ્યા
પ્રભુ કરવાને સ્હાય.
૬ કૃષ્ણ કનૈયા ઝુલે નંદલાલા, ભજો ગોવીંદ ગોવીંદ ગોપાલા
૭ અગાડી ચલે રામરાજા પીછાડી સંતનકી ફોજા
૮ ચંદન લેપન નીલ કલેવર, પ્રીત વત્શલ વનમાળી
૯ ધન ધન ગંગાબાઈની વાળી, સવા વાલ થયા વનમાળી,
પોન્ચ્યા બોડાણાના કોડ, ઘેર પધાર્યા શ્રી રણછોડ
૧૦ જયરામ સીતારામ

# અગાઉ ગ્રાહક થનારના નામ.

**અમદાવાદ**—પા. ચુનીલાલ છગનલાલ, ૧ પા. ચમનલાલ મગનલાલ, ૧ પા. જેઠાલાલ, ૧ પા. ડાહ્યાભાઈ પુંજાભાઈ, ૧ પા. ઉમેદભાઈ લલ્લુભાઇ, ૨ પા. કરસનદાસ કુબેરદાસ, ૫ પા. પરસોતમદાસ અમથાદાસ, ૧ વ્યાસ કાન્તીલાલ કનૈયાલાલ. ૨ પા. મણીલાલ ગીરધરદાસ, ૧ શા. વરધરામ વીરચંદ, ૧ શા. સાંકળચંદ છગનલાલ, ૧ શા. નાનાલાલ ગોરધન, ૧ પા. મણીલાલ વલ્લભદાસ, ૧ સોની હરજીવન જગજીવન, ૧ ઘાંચી મણીલાલ જેઠાલાલ, ૧ ભાવસાર લલ્લુભાઇ નાથાલાલ, ૧ શા. સાંકળચંદ સાંમળદાસ, ૧ મોદી છોટાલાલ સમજુ, ૧ પટેલ ઈશ્વરદાસ અમથારામ, ૧ પરદેશી માતાદીન જીવણ, ૧ નાયક અંબારામ જીવણરામ, ૧ વણકર કચરા ભુધર, ૧ પા. અંબારામ ગોકળ, ૧ પા. રૂગનાથભાઇ લખમીચંદ, ૧ ભાવસાર મગનલાલ ત્રીભોવનદાસ, ૧ રા. રા. નટવરલાલ મોહનલાલ, ૩ ભાવસાર હીંમતલાલ મંગળદાસ,૧ શા. નાનાલાલ દેવચંદ, ૧ ભાવસાર સાંકળચંદ ઉમેદરામ, ૩ પા. બાપાલાલ મગનલાલ, ૧

**નવુંવાડજ**—મોચી મગનલાલ જોઇતારામ, ૧

**વરસડ તા–(કલોલ)**—પા. રણછોડ પ્રભુદાસ, ૧ પા. જોઈતારામ બેચર, ૧ પા. અંબારામ આત્મામ, ૧ બ્રહ્મભટ જેસીંગજી બેચરભાઇ, ૧ પા. આત્મારામ મોતીભાઇ, ૧ દવે ગોપાલજી જયશંકર, ૧ પા. આત્મારામ જોઇતારામ, ૧ પા. ઇશ્વર ધરમદાસ, ૧ પા. નાથાલાલ બાલચંદ, ૧ લુહાર રણછોડ દયાળજી, ૧ પા. ચતુર જેસીંગભાઈ, ૧ પા. હરજીવન કુલાભાઈ, ૧ પા. વીઠલદાસ તરજનદાસ, ૧ સુતાર મણીલાલ કાળીદાસ, ૧ પા. રણછોડ હાથીભાઇ ૧

**કારેલી**—પા. કાકુભાઇ પરભુદાસ, ૧ પા. દવારકાદાસ રાયચંદ, ૧ પા. જાઈતારામ કાકુદાસ, ૧ ઓઘાભાઇ ઘોળીદાસ, ૧ પા. મગનલાલ મોતીભાઇ, ૧ પા. મોતીભાઈ ઇશ્વરભાઈ, ૧ પા. અંબારામ સેંધીદાસ, ૧ બ્રહ્મભટ રૂગનાથ છગનલાલ, ૧ શા. છોટાલાલ લીલાચંદ, ૧.

**રતનપુર**—રા. રા. શંકરભાઇ મોતીરામ તલાટી, ૧ પા. અભેચંદ રણછોડ, ૧ પા. કાળીદાસ બેચર, ૧ પા. મગનદાસ મોતીદાસ, ૧ પા. કચરાભાઈ હવજીભાઇ, ૧ પા. નાગરભાઇ ખોડીદાસ,૧ પા. મણીલાલ વીડલદાસ, ૧ ગીરધર લખમીચંદ, ૧ પા. રણછોડ ગોબરદાસ, ૧ પા. રામદાસ જીવણદાસ, ૧ પા, મગનલાલ કેવળદાસ, ૧ પા. વીસાભાઇ મંછાભાઈ, ૧ પા સાંકળચંદ ખોડીદાસ, ૧ પા. અંબારામ છગનલાલ, ૧ પા. પરાણદાસ તરભોવન, ૧ પા. કીસોરભાઇ વનમાળીદાસ, ૧ પા. ગીરધરદાસ બેચરદાસ, ૧ પા. અંબારામ છગનલાલ, ૧.

**વિરમગામ**—દેસાઈ ચુનીલાલ શંકરદાસ, ૧ પા. પરસોતમ મોહનલાલ, ૧ પા. બળદેવદાસ વ્રજલાલ, ૧ પા. ડાહ્યાભાઇ નાગરદાસ, ૧ પા. પુરૂષોતમભાઇ રેવાભાઇ, ૧ પા. મફતલાલ અમૃતલાલ, ૧ પા. શંકરદાસ બેહચરદાસ, ૧ પા. ચુનીલાલ મોહનલાલ, ૧ પરી બળદેવદાસ ત્રીભોવનદાસ. ૧ પરી જીવરાજ જેઠાભાઈ, ૧ દેસાઈ નારણદાસ બેચદદાસ, ૧ પરી જેકીસનદાસ આસારામ, ૧ પરી નાનુંઉર્ફે જમનાદાસ, ૧ દેસાઈ બાલાભાઇ દેસાઇભાઇ, ૧ પરી મણીલાલ લલ્લુભાઈ, ૧ રા. રા. રતીલાલ પ્રાણજીવન, ૧ પા. રામભાઈ ખોડીદાસ, ૧ પા. વાડીલાલ સોમનાથ, ૧ પરી પેલાદજી કાળીદાસ, ૧ પરી રતીલાલ મણીલાલ, ૧ ઠક્કર ડાહ્યાલાલ કાળીદાસ, ૧ દેસાઇ રામભાઇ નારણદાસ, ૧.

**પારડી**—પા. જીવાભાઇ ત્રીભોવનદાસ, ૧ જેઠાલાલ બાળમુકુંદ, ૧ મગનલાલ ગોવીંદલાલ, ૧ છબીલદાસ ભુદરદાસ, ૧ નાથાભાઇ રાયચંદ, ૧.

**બોરીસણા**—પા. અમથાલાલ હરીભાઈ, ૧.

**સાણંદ**—સુતાર અંબારામ હરજીવનદાસ, ૧ સુતાર નરસીહ-ભાઈ વીઠલદાસ, ૧ મહેતા ચુનીલાલ ગવરીશંકર, ૧ મહેતા સોમાભાઇ લલ્લુભાઇ, ૧.

**ચાંનખેડા**—પા. ગુલાબભાઈ બેચરભાઇ, ૧ પા. મંગળભાઇ રણછોડ, ૧.

**જેતલપુર**—પા. કેસવલાલ આત્મારામ, ૧ ગોર શકરલાલ બાપાલાલ, ૧ વ્યાસ રામભાઇ પુરસોતમ, ૧ પા. ચુનીલાલ પુંજાભાઇ, ૧ પા. ઇશ્વરભાઇ જેઠાભાઇ, ૧.

**હાથીજણ**—શાહ આત્મારામ ડાહ્યાભાઇ, ૧

**ગોતા**—શા. ચંદુલાલ હકમચંદ, ૧ બેન ઉમીયાબા, ૧.

**જાસપર**—મોહનજી જીભાઈ, ૧ પા. ચતુરભાઈ અમથાભાઇ, ૧

**લાંભા**—પા. નાથાલાલ પુરસોતમ, ૧ પા. નારણદાસ જોઇતનદાસ, ૧

**ઓગણજ**—પા. રણછોડભાઇ જીવણદાસ, ૧ પા. ગાંડાભાઇ જોઇતારામ, ૧ પા. મણીલાલ મંગળદાસ, ૧ પા. ગાંડાલાલ લલ્લુભાઈ ૧ પા. અંબારામ આણદાસ, ૧ પા. મગનલાલ ચેલદાસ, ૧ પા. સાંકળચંદ રાયચંદ, ૧

**રૂપાલ**—પુંજાભાઇ પરસોતમ, ૨ પા. મણીલાલ ચેનદાસ, ૧ સુકલ રેવાશંકર સીવરામ, ૧

**મેમનગર**—પા. ઇશ્વરભાઇ છગનલાલ, ૧

**સઇજ**—સરીત્ માણેકલાલ હરીલાલ, ૧

**પાદરા**—પા. રણછોડ કાળીદાસ, ૨

**મુંબાઇ**—(ઘાટકોપર)—મીસ્ત્રી નારણજી સીવજી, ૫ મીસ્ત્રી જીવરાજ વાલજી, ૧ ઠક્કર હંસરાજ કાનજી, ૧ પા. હરજી લધાભાઇ, ૧ મીસ્ત્રી લધાભાઇ વીરજી, ૧ મીસ્ત્રી માવજી સામજી, ૧ પા. નથુભાઇ તેજપાળ, ૧ પા. લાલજી ખીમજી, ૧

**કલ્યાણી**—મીસ્ત્રી ત્રીકમલાલ રણછોડભાઇ, ૧ મીસ્ત્રી સામજીભાઇ ગોકલભાઇ, ૧

**હાજીપુર તા.-કલોલ**—જાની નાનાલાલ ભુરાભાઇ, ૧ ઠાકોર મગનજી દેસવજી, ૧ પા. હરજીવન સાંકળચંદ, ૧ ઠાકોર ગોપાળજી જેસીંગજી, ૧

**છસન તા. કલોલ**—જોસી મણીલાલ પ્રાણલાલ, ૧ જોશી હરીલાલ જેઠાલાલ, ૫ જોસી મોહનલાલ ગણપતરામ, ૧ જોસી મણીલાલ દયાળજી, ૧ પંડયા અંબારામ ઇશ્વરદાસ, ૧ જોસી ત્રીકમલાલ પીતાંબર, ૧

**અડીસણાનું પરૂં**—દરજી મોહનલાલ અમથાલાભાઇ, ૧ માસ્તર ડાહ્યાભાઇ જેઠાલાલ, ૧

**જામલા**—વેણીરામ નરોતમદાસ, ૧ પા. અમથાલાલ જેચંદદાસ, ૧ પા રામદાસ બાજીદાસ, ૧

**કોલાદ**—પા.ગીરધરદાસ ચતુરદાસ, ૧ પા.સેંધીદાસ સાંકળદાસ, ૧

**સેદરડી**—પા. વીસાભાઈ ગોવીંદભાઇ. ૧

**બાવડ**—પા. ઇશ્વિરદાસ સીવદાસ. ૧

**નાગરદીપુર**—પંડયા મણીલાલ છોટાલાલ, ૧

**અલ્હિાબાદ**—વ્યાસ ભાઇસંકર કાસીરામ, ૧ પંડીત લક્ષ્મીનારણ નારણદત્ત, ૧ રાવળ પ્રેમશંકર જીભાઇ, ૧

**ડેડાણા**—જોસી માસુખરામ જીવણુરામ, ૧

**કલોલ**—રા. રા. હીંમતલાલ મથુરદાસ, ૫ જાની જયશંકર અમથારામ, ૧ વકીલ અંબાલાલ મગનલાલ, ૧ પંડયા મણીલાલ છોટાલાલ, ૧ બ્રહ્મભટ પ્રેલાદજી પરધુજી, ૧ બ્રહ્મભટ જેસીંગભાઇ પ્રેલાદજી, ૧ ગાંધી કાળીદાસ ભગવાનદાસ, ૧ બ્રહ્મભટ ઈશ્વરભાઇ ખોડીદાસ, ૧ ત્રીકમલાલ ગીરધરદાસ, ૧ રા. રા. ભોગીલાલ મોહનલાલ વકીલ, ૧ રા. રા. ગજાનંદ આવાજી ફણશે લો. વો. કારકુન, ૧ રા. ડાહ્યાભાઇ સાંકળચંદ ખમાર લો. વ. કારકુન, ૧ કુંભાર રીવા ઉકા, ૧

**સાંતજ**—રા. ઇશ્વરભાઈ તરભોવનદાસ તલાટી, ૧

**સોખડા**—રા. રા. મોહનલાલ હરગોવનદાસ શાહ, ૧

**વાસણા**—રા. રા. પ્રેલાદજી કાશીરામ તલાટી, ૧

**ભોયણ**—રા- ર. જટાશંકર બાપાલાલ તલાટી, ૧

**કેરાળા**—શ્રી વૈકુંન્ડાધીપતી ઠે. મંદીરમાં, ૧ પા. આસારામ પ્રભુદાસ, ૧ પા. અંબારામ આસારામ, ૧ પા. બુટાભાઈ ખુસાલભાઇ, ૧ પા. કરસનભાઇ દામોદરદાસ, ૧ પા. ફુલચંદ મોતીચંદ, ૧ લવાર કેસવજી પ્રેમજી, ૧

**બાવળા**—દરજી દેવજી હકાભાઇ. ૧ રામા હરજી, ૧ હીરા રામાજી, ૧ જેઠા વાલાજી, ૧ હરજી જીવાજી, ૧ મેરા અમરાજી, ૧ ત્રીકમ જીવાજી, ૧ ગોવીદ હીરાજી, ૧ એચર જેઠાજી, ૧ કાના જેઠાજી, ૧ ઈછા ચેહુજી, ૧ **ધોળકા**—લાલ ઉકાજી, ૧ જેસંગ રણછોડ, ૧ **રજોડા**—વણકર આલા પચાણ, ૧ **ચાગેડા**—વણકર ગાંગા ભાણાં, ૨ **કેરીઆ વાસણાં**—વણકર અમથા કેસુ, ૧

**રૂપાલ ( વોરાની )**—વણકર બીજલ મુળા, ૧

**કાવીઠા**—વણકર રામા મેઘા, ૧

# શ્રી કૃષ્ન કીર્તનમાળા મલવાનાં ઠેકાણાં.

૧ **અમદાવાદ**—રામલાલ હરીલાલ

શાહપુર ગોઝારીયાની પોળ

૨ **કલોલ**—રા. રા. હીંમતલાલ મથુરદાસ

સબ ઓવર સીયર સાહેબ

ઠે. ભાટવાડામાં

૩ **વીરમગામ**—દેસાઇ ચુનીલાલ શંકરદાસ

ઠે. મફાભાઇની પેઢીમાં

૪ **ઘાટકોપર**—મીસ્ત્રી જીવરાજ વાલજી

ઠે. ઉમરસી રાયજીના બંગલામાં

જી. આઈ. પી. રેલવે

**સુચના**—ઉપરની જગ્યાએથી રોકડી કીંમતે પુસ્તક મલી સકસે ટપાલ-પેકીંગ-તથા-વી. પી. ચાર્જ જુદો પડશે.